The Department of Public Instruction, Bombay.

# NGLISH EXERCISES,

## PART III.

[SELECTIONS FOR TRANSLATION PART I.]

BY

REV. T. L. WELLS, B.A.

SANCTIONED FOR
STANDARD IV. OF HIGH SCHOOLS.

# અંગ્રેજી ભાષાંતરપાઠમાળા,

## ભાગ ત્રીજો.

બનાવનાર

રેવરન્ડ ટી. એલ્. વેલ્સ, બી. એ.

આવૃત્તિ બીજી — ૩૦૦૦ પ્રતો.

હાઈ સ્કુલોનાં ચોથા ધોરણને માટે આ પુસ્તક
મંજૂર કરેલું છે.

**Bombay:**
GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1875.



*Price 7 Annas.*

# PREFACE.

The meanings of the more rare words occurring in the exercises are given in an appendix, where the pupil will find, much more readily than in an ordinary dictionary, the proper renderings of those words he may require to search for. In selecting the words to be included in the glossary it was deemed better to insert too many than too few, so that boys of the least retentive memories and with the smallest stock of English words might not be disappointed. The wearisome process of dictating the meanings, which formerly took up so much of the time of the class, will no longer be necessary.

In drawing up the notes, passages in which no peculiarity of idiom was observed were left for the free exercise of the pupil's own knowledge of English construction, and when explanatory remarks have been thought necessary, the principle on which they have been made is not that of doing the work for the boy, but that of teaching him how he can do it for himself. The actual English translation of difficult passages is not given, but the paragraphs of Howard's Grammar and of the two foregoing parts of "English Exercises" are indicated, by reference to which information serving to explain the difficulty and sug-

gest the proper mode of translation will be found. By this method boys will have the rules and principles of the language, too often learnt merely by rote, illustrated, brought into daily practice, and thereby made a part of their mental constitution. In instances where references could not be made to grammatical text books and when help seemed needful, analogous sentences have been constructed and the translation of them given, by whose aid, with the use of his own powers of reflection, the learner will be able to translate the passage in the text.

There is the danger of idle and impatient youths preferring to hazard their own crude attempts at the translation of the idiomatic phrases to turning up in their grammar the article pointed out in the notes as throwing light on the subject and taking the trouble to master the difficulty. This danger is to be guarded against. But it is evident that those who have the examining of the exercise books are the only persons that can take measures to prevent this evil, and the author thinks he has done all that lies in his power, when he has thus directed the attention of teachers to the matter.

T. L. W.

*Surat, 8th November*, 1873.

# A HINT TO TEACHERS.

I wish to direct the attention of teachers to a peculiarity of the vocabulary which I regard as a matter of importance, and which nevertheless might escape the notice of a casual reader. The characteristic I refer to is that every English common noun is given with its appropriate article, and not as in common dictionaries without any article at all. The omission of the article is the most frequent mistake made for several years after boys begin to learn English ; but this would not be the case were they properly taught from the first. Every effort should be made to make learners feel the necessity of placing an article before the names of the individual members of general classes. Instead of this the present plan tends to *prevent* learners acquiring a knowledge of the necessity of the article. A teacher asks a boy what the English of ઘોડો is, and if the boy answers "horse," the teacher says yes. And then the boy, being thus *taught to omit* the article, naturally enough reads "હું ઘોડો જોઉંછું", "I see horse." Now, there is no such thing in creation as "horse." "A horse" has a meaning and so has "the horse ;" so also "horses" and "the horses" are intelligible terms, but the word horse alone has no meaning to English ears whatever, and suggests nothing so much as that the utterer of it does not know English.

When a boy is asked therefore to give the English word for ઘોડો, he should be taught to say "a horse"; and when he replies "horse," and on all occasions when he uses a class term without an article, the teacher should *stare at him in astonishment* as if he had uttered some unintelligible sound. Were this plan adopted, the boys of the class would soon perceive the necessity of the article, and in a short time would use it as it were intuitively as English boys do.

So also with nouns requiring the definite article. The boys of the class should never be allowed to name the noun without the article. For instance, when the teacher asks the English word for પૃથ્વી, the answer "earth" should not be accepted. "Earth" means મટોડી, and the equivalent of પૃથ્વી is *the* earth, and so the boys should be taught to say.

On this principle therefore I give the article with every noun, and boys should be made to commit all meanings in the same way.

# સાંકળિયું.

| પાઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

# અંગ્રેજી ભાષાંતર પાઠમાળા.

## ભાગ ત્રીજો.

### પાઠ ૧.

### દેશ દેશનો[1] ચાલ.[2]

બધા દેશની[1] રીતભાત મળતી નથી આવતી. જૂદા જૂદા દેશના[1] માણસ જુદો જુદો[3] પહેરવેશ પહેરેછે. આપણો પહેરવેશ જુદો;[4] મારવાડીનો[5] જુદો; દક્ષિણીનો જૂદો; સાહેબ લોકનો જુદો. આપણે બધા પાઘડીઓ પહેરીએ છીએ, ને સાહેબ લોક ટોપીઓ ઘાલેછે. આપણામાં ધોતીઆં પહેરવાનો ચાલ છે,[6] અને બીજા કેટલાકમાં સુરવાળ કે ચોરણાં પહેરવાનો ચાલ છે. બોલીમાંએ (also) ફેર છે. આપણે રોટલી[7] કહીએ છીએ તેને દક્ષિણિ લોક ભાકર[7] કહેછે, અને મુસલમાન રોટી[7] કહેછે. મોંનો[1] ને શરીરનો[1] ઘાટ જુદો જુદો હોયછે. હબશીની ચામડી શામળી હોયછે, આપણી[8] ને બીજા કેટલાકની[5] ઘઉંના રંગ જેવી હોયછે, ને સાહેબ લોકની[5] ગોરી હોયછે.

---

૧ કબજો છે એવું અહીંઆં છઠ્ઠી વિભક્તિ નથી બતલાવતી માટે અંગ્રેજીમાં જેનિટિવ કેસ નહિ પણ શબ્દયોગી of વાપરવો. ભાગ ૨ ખંડક ૨૮ ની છેલ્લી સૂચના જૂઓ.

૨=જૂદા જૂદા દેશના જૂદા ચાલ.  ૩=જૂદી તરેહની.

૪ છે અધ્યાહાર્ય છે. અંગ્રેજીમાં ક્રિયાપદ લખવો પડશે.

૫ મારવાડીનો (ચાલ) એ પ્રમાણે જ્યારે એક નામ છઠ્ઠી વિભક્તિએ આવીને બીજું નામ અધ્યાહાર્ય રહેલું ત્યારે અંગ્રેજીમાં that of, those of વાપરેછે, જેમકે, મારી પાઘડી તો આ રહી અને મહેતાજીની તો મેજપર છે. This is my turban here, and that of the teacher is on the table.

૬=આપણો ચાલ ધોતીઆં પહેરવાનો છે.

૭ આ શબ્દો રોમન અક્ષરે લખી લેવા જોઇએ, rotali, bhákar, rotí.

૮ ભાગ ૧ લો ખંડક ૧૪૪ મું જૂઓ. અમે અને આપણે એ બંનેને વાસ્તે અંગ્રેજીમાં એકજ શબ્દ છે.

## પાઠ ૨.

### વડ.

વડનું ઝાડ બીજાં ઝાડ કરતાં મોટું થાયછે.[૧] એનું થડ જાડું થાયછે, અને એનાં મોટાં મોટાં[૨] ડાળાંમાંથી દોરીઓ જેવા ફાંટા નીકળીને લટકેછે,[૩] તે લાંબાં વધતાં વધતાં[૪] ભોંયલગણ જાયછે, ત્યારે (when) તેમાં ઉતરેછે, ને તેને મૂળ બાઝેછે;[૫] એને વડવાઈ કહેછે.[૬] તે પછી જાણે જૂદાં ઝાડ હોય, તેમ વધેછે, ને તેઓ એવી[૭] જાડી થાયછે જે ઘણે વર્ષે વડવાઈ કઈ(છે), અને અસલ થડ કયું(છે) તે ઓળખતાં મહેનત પડેછે.

વડનાં પાંદડાં મોટાં, જાડાં, અને લાંબાં થાયછે. એનાં ડાળાં ફેલાયછે ત્યારે એવીતો[૭] ઘટા થઈ રહેછે જે તડકી વેળા તેને છાંયડે માણસ, પશુ, પંખી સર્વ આવીને બેસેછે,[૩] ને આરામ પામેછે. એ ઝાડના રાતાં બોર બોર જેવા ટેટા થાયછે. તેની માંહે[૮] ઝીણા ઝીણા દાણા થાયછે. કાગડા, કાબેર અને બીજાં પંખી એ ટેટા ખાયછે. વડનું ડાળું કાપીને રોપ્યું હોય તો[૯] તેમાંથી ઝાડ થાય.[૧૦] એનાં લાકડાં ઈમારતનાં કામમાં આવતાં નથી.

---

૧ ભાગ ૧ લાનો બોધપાઠ ૨૮ મો જૂઓ.

૨ મોટાં મોટાં ડાળાં એટલે જે ડાળાં બીજાં કરતાં મોટાં છે તે, એ ધ્યાનમાં લઈ તરજુમો કરો.

૩ ગુજરાતીમાં એકજ વાકયમાં સંબંધક કૃદંત અને ક્રિયાપદ આવેછે ત્યારે અંગ્રેજીમાં તરજુમો કરવા સારૂ સંબંધક કૃદંતનું ક્રિયાપદ બનાવી બે વાકય કરી વાકયયોગી and વતી સાંધીલો, જેમકે સવારે ઉઠીને લૂગડાં પહેરેછે. He gets up in the morning and puts on his clothes; જૂઠું બોલીને પસ્તાતો નથી. He tells a lie and is not sorry for it.

૪ નમુનો,–દેડકાંનાં બચ્ચાંની પૂછડી ટુંકી થતી થતી જતી રહેછે. The tail of the tadpole becomes shorter and shorter until it disappears.

૫ = અને તે મૂળ નાંખેછે (to throw out).

૬ = આ ફાંટા વડવાઇ કહેવાયછે. ભાગ ૨ જો, ખંડ ૧૦૧ જૂઓ.

૭ એવું જોડે વિશેષણ હોયતો = So; અને એવું જોડે નામ હોયતો = Such, ભાગ ૨ જાનો બોધપાઠ ૧૪ મો જૂઓ.

૮ જેની માંહે, અંગ્રેજીમાં નવું વાકય બનાવ્યાને બદલે, સંબંધક સર્વનામ વાપરીને તેજ વાકય લંબાવેછે.

૯ = વડનું ડાળું કપાય અને રોપાય. ઉપર ત્રીજી ટીકા જૂઓ.

૧૦ = તે ઝાડ થાય.

## પાઠ ૩.

### પોપટનાં બે બચ્ચાંની વાત.

એક વાઘરી માળામાંથી પોપટનાં બે બચ્ચાં[1] લઈ ગયો, તેમાંનું એક બચ્ચું સારા માણસને (ઘેર) વેચ્યું[2] ને બીજું નઠારાને (ત્યાં) વેચ્યું.[2] પેલા સારા માણસને ઘેર[3] વઢવાડ કે ગાળાગાળી થતી ન હતી;[4] કોઈ ભુંડું બોલે નહીં;[5] કોઈ આવે જાય[6] (તો) તેને સારી રીતે બોલાવે[7] ને માન આપે. પેલો પોપટ એ સર્વે શીખ્યો. પણ પેલા નઠારા માણસના ઘરમાં તો રોજ મારામારી, ગાળાગાળી, લુચ્ચાઈ, ને દોંગાઈ થાય[8] તે સઘળું તે પોપટ શીખ્યો. તે ગામનો રાજા એક દહાડો ત્યાંથી જતો હતો,[9] તેને જોઈને એ પોપટ ભુંડી ગાળો દેવા[10] લાગ્યો ને બોલ્યો, એને મારો, કાપો, એ સાંભળીને રાજાને માઠું (તો) લાગ્યું પણ બોલ્યો નહીં. આગળ ચાલતાં[11] પેલા સારા માણસનું ઘર આવ્યું,[12] ત્યાં રાજાને જોઈને પેલો પોપટ આવકાર દઈને મીઠાં વચન બોલ્યો,[13] એ સાંભળીને રાજાને

---

૧ નમુનો.–વાણીઆનો છોકરો a young bania; ચકલીનાં બે બચ્ચાં, two young sparrows.

૨ કર્ત્તા અધ્યાહાર્ય છે, પણ અંગ્રેજીમાં વાપરવો પડશે, નહીં તો પાસીવવૉઇસ વાપરવો.

૩=ઘરમાં.

૪ ભાગ ૧ ખંડક ૧૪૪ જૂઓ.

૫ કોઈ નહીં. અંગ્રેજીમાં હરકોઈ વિષે ના પાડવી હોયછે ત્યારે ગુજરાતીની પેઠે ક્રિયાપદની સાથે નકારવાચક ક્રિયાવિશેષણ નથી લગાડતા પણ કર્ત્તા સાથે નકાર બતાવનાર વિશેષણ (no) લગાડેછે; જેમકે.–કોઈ આવશે નહીં (any one will not come એમ નહીં પણ) no one will come.

૬ આવે જાય=આવે ને જાય. જો (if) અધ્યાહાર્ય છે.

૭ સારી રીતે બોલાવે=would speak politely.

૮ થતી હતી, ભાગ ૧ ખંડક ૧૦૭ જૂઓ.

૯ ત્યાંથી through that place.

૧૦ ભુંડી ગાળો દેવી to use vile abusive language.

૧૧ આગળ ચાલતાં, આકારાંત કૃદંત જ્યારે વખત બતાવેછે ત્યારે અંગ્રેજીમાં when વાપરો, જેમકે,—પાછા આવતાં એનું ઘર જડશે. We shall find his house when we are returning.

૧૨=તે ઘર પાસે આવ્યો.

૧૩ used proper words, અથવા spoke pleasingly.

નવાઈ લાગી, ને વિચાર કરતો કરતો[૧૪] ઘેર ગયો. પછી તપાસ કરતાં રાજાને માલમ પડ્યું કે એ બેઉ પોપટ એકજ માબાપનાં બચ્ચાં છે,[૧૫] પણ એક નઠારી સોબતમાં રહ્યું[૧૬] તેથી નઠારૂં નીકળ્યું, ને બીજું સારી સોબતમાં રહ્યું તેથી સારૂં નિવડ્યું.[૧૭] આ શિખામણ કદી ભુલવી નહીં[૧૮] કેમકે "સોબત તેવી અસર."[૧૯]

---

## પાઠ ૪.

### તમને કોણે[૧] પેદા કર્યા.

તમને[૨] બધાં છોકરાંને ને પશુ પંખીને કોણે[૩] પેદા કર્યાં? સાંભળવાના કાન,[૪] જોવાની આંખ, સુંઘવાનું નાક, એ સર્વે કોણે આપ્યું? ચાખવાનું અને બોલવાનું મોઢું કોણે બનાવ્યું? ઝાલવાના હાથ, ચાલવાના પગ અને ખરૂં ખોટું સમજવાનું મન એ સૌ ક્યાંથી થયું?[૫] એ સઘળું આપણને કોણે[૧] આપ્યું? એ સૌ વાનાં[૬] ઈશ્વરેજ આપ્યાં. વળી તમે જે જે જૂઓછો[૭] તે બધું તેણેજ પેદા કર્યું છે.[૮] તેણે તમને કર્યા અને તમારાં સગાં વહાલાંને પણ તેણેજ કર્યાં. તમે ભલા થાઓ અને ભલી રીતે

---

૧૪ વિચાર કરતો કરતો thinking about the matter.

૧૫ છે તેને બદલે અંગ્રેજીમાં હતા આવશે.

૧૬ had lived in.

૧૭ ભાગ ૨ ખંડક ૧૫ જૂઓ.

૧૮ ભાગ ૨, ખંડક ૧૩૩ જૂઓ.

૧૯ We are influenced by the company we keep. અંગ્રેજીમાં એવી કહેવત છે કે "They who lie down with dogs rise with fleas."

૧ ભાગ૧ ખંડક ૧૫૦ મું જૂઓ.

૨ તમને બધાં, અંગ્રેજીમાં સર્વનામ all ની પછી આવેછે.

૩ ભાગ ૧ ખંડક ૧૫૦ મું જૂઓ.

૪ સાંભળવાના કાન, ears to hear અથવા ears for hearing.

૫ એ સૌ ક્યાંથી થયું? Where have all these come from?

૬ એ સૌ, અંગ્રેજીમાં, સૌ એ, એ પ્રમાણે આવેછે, ઉપર ૨ જા નંબર વાળી ટીકા જૂઓ

૭ Everything you see.

૮ પાસીવ વૉઇસ વાપરો.

ચાલો[૯] માટેજ તેણે તમને પેદા કર્યા છે.[૧૦] તમે જો એમ નહીં કરો (તો)
તે તમારી ઉપર કોપશે. તમે તેને દેખતા નથી પણ તમે કરોછો તે બધું
તે જૂએછે. તમે જુઠું બોલો[૧૧] તે પણ તે જાણે. દિવસે તો તમને જા- ૧૦
ળવેછેજ પણ રાતમાંએ તમારી રખેવાળી કરેછે, એવો તે આપણા સૌના
પર કૃપાળુ છે. એને આપણી ફીકર છે તેટલી કોઇને નથી.[૧૨] ૧૨

## પાઠ ૫.

### આંખ.[૧]

આંખ છે (તો) નાની સરખી, પણ એવડે મોટી મોટી જણસો દેખા-
યછે.[૨] નાનાં ચાટલાંમાં જેમ આઓ આકાર પડી રહેછે[૩] તેમજ એમ
પણ પડેછે. એવડે ખરેખરો આકાર ને રંગ દેખાયછે. આંખ મોં ઉપર
નાના સરખા ગોખલામાં રાખી છે.[૪] તે ગોખલો હાડકાનો[૫] છે તેથી
આંખનું રક્ષણ થાયછે. આંખની ઉપર કમાનના જેવી[૭] ભમર હોયછે ૫
તે છાજલીનું કામ સારેછે. પોપચું આંખના બારણાનું કામ સારેછે.
પોપચાંને લીધે ઝીણી રજ કે ઘણું અજવાળું જવા પામતું નથી.[૮]

---

૯ અને ભલી રીતે ચાલો and that you should lead a virtuous life.

૧૦ તેણે તમને પેદા કર્યાછે, અંગ્રેજી રીત પ્રમાણે આ પહેલું આવશે, અને પછી that (એ માટે કે) અને બાકીનું આવશે.

૧૧ અંગ્રેજીમાં when અથવા if મૂકવો પડશે.

૧૨ નમુનો.—તેને મારી ફીકર છે He takes an interest in me. "No one takes" &c.

૧ શરીરના ભાગના નામની પૂર્વે ડેફીનીટ આર્ટીકલ મૂકવો જોઇએ.

૨ દેખાયછે. ભાગ ૨, ૧૦૫ માં ખંડકમાં બતાવ્યા પ્રમાણે સક્ષ્મભેદના અર્થમાં ઘણી ખરી વખતે શકવાનો વિચાર આવેછે.

૩ પડી રહેછે is reflected.

૪ પાસીવ વૉઇસ વાપરવો.

૫ એ ગોખલાની આસપાસ હાડકું છે એ પ્રમાણે તરજુમો કરો.

૬ તેથી so that અથવા which.

૭ જેવી in the form of.

૮ જવા પામતું નથી. જ્યારે પામવાનો અર્થ ફાવવું થાયછે ત્યારે તેનો તરજુમો can, to be able અથવા to be permitted થાયછે, જેમકે,—સાંકળ ટુંકી છે તેથી કુતરો કરડવા પામતો નથી. The dog is not able to bite because his chain is a short one.

કોઈ જીવડું ઉડતું આંખમાં જતું હોયતો તેને પાપણ ખાળેછે. જે એક
આંખે આંધળો હોયછે તેને કાણો કહેછે.[૯] બે આંખે જેને સુજતું નથી[૧૦]
૧૦ તેને આંધળો કહેછે. દહાડે દેખાતું હોય[૧૧] પણ રાતે જેને દેખાતું નથી
તેને રતાંધળો કહેછે.[૧૨] એવાના ઉપર દયા રાખવી ને આપણી આંખો
૧૨ સાજી છે તેથી પરમેશ્વરનો પાડ માનવો.[૧૩]

---

## પાઠ ૬.

## ઘેટાં.

જૂઓ આ કામળો, એ શેનો થાયછે?[૧] તમને ખબર તો હશે?[૨] નહી
તો[૩] હું તમને કહું. ઘેટાં તો તમે દીઠાં હશો, એ કાંઈક બકરાંનાં જેવાં હોય-
છે, ને એનાં શીંગડાં વળેલાં હોયછે. ઘેટીને શીંગડાં નં હોય[૪] ને કેટલાંએક
ઘેટાંને પણ નથી હોતાં. એને આખે દીલે નીમાળા ઘણા હોયછે, તેને ઉન
૫ કહેછે. આપણા દેશમાં તો આ ઉન વાળ જેવું છે ને એના કામળા, કામળી-
ઓ, ને ધાબળીઓ થાયછે; પણ જ્યાં ટાઢ બહુ પડેછે[૫] (ત્યાંના) ઘેટાંનું ઉન
ઘણુંજ ઝીણું ને સારૂં થાયછે. એનાં લૂગડાં ઘણાજ સારાં બનેછે.[૬] ઉનને લીધે
તેમને ટાઢ નથી વાતી.[૭] વાહ! શી[૮] પરમેશ્વરની દયા! નહીંતો એ બીચારાં

---

૯ is called kana in Gujarati અથવા one eyed.

૧૦ who cannot see with either eye અથવા with any eye at all.

૧૧ He who can &c. ભાગ ૧, ખંડક ૧૫૧ જૂઓ.

૧૨ is said to be. ૧૩ we should......because......

૧=શેનું બનાવેલું છે.

૨ તમને (તો) ખબર હશે કે તે શેનો બનાવેલો છે એમ આવશે. You are sure to know.

૩ નહીં તો, એટલે તમે નહીં જાણતા હો તો. મૂળક્રિયાપદને ઠેકાણે અંગ્રેજીમાં સહાયકારક to do વાપરવાની રૂઢી છે.

૪ Ewes have no અથવા The ewe has no.

૫ where it is very cold અથવા in cold climates.

૬ એનાં બનાવેલાં લૂગડાં ઘણાં સારાં થાયછે.

૭ મને ટાઢ વાયછે I feel cold અથવા I feel the cold.

૮ શુંના ત્રણ અર્થ થાયછે; ૧ What= કયું. ૨ what kind of =કેવું. ૩ how great = કેવડું. વિચાર કરીને તરજુમો કરો.

ટાઢે મરી જાત. ઉનાળામાં (when) બહુજ તાપ પડેછે (ત્યારે) ભરવાડ ઉન ઉતારી લેછે, એથી બે કામ[૯] થાયછે; ભરવાડને એ ઉનના પૈસા ઉપજેછે[૧૦] ને ઘેટાંને સુખ થાયછે. એ શીવાય એનું ચામડું ને દુધ કામમાં આવેછે. એ બાપડાં એવાં ગરીબ છે કે કોઈને દુઃખ દેતાં નથી.

---

## પાઠ ૭.

## ઈશ્વર તથા માણસ વિષે.

અમોએ પાપ તથા અપરાધ કર્યાં એવું જગતના (in) સઘળાં માણસ માનેછે.[૧] માટે તમને મનાવવાની જરૂર નથી.[૨] સર્વની પેઠે તમે પણ માનતા હશો.[૩] જે પોતાનાં પાપ માનતો નથી તેમાં સતનું ઠેકાણું નથી. કારણ કે ઇશ્વરની આગ્ના કોણે પુરી પાળી છે? કોણ એવો ચોખ્ખો છે કે તેને ડાઘ નહીં લાગ્યો હોય? કોણ એવો પવિત્ર છે કે તેમાં મેલ નહીં વળગ્યો હોય? કોનું આચરણ ખરૂં શુદ્ધ છે? ને જો કદાચ શુદ્ધ દેખાતું હોય[૪] તોપણ કોના અંતઃકરણમાં કાંઈ વિકાર નહીં હોય? સર્વ દેશના લોકોમાં માબાપથી જન્મેલું[૫] કયું માણસ નિષ્કલંક નીકળ્યું છે? સર્વ માણસની વાર્ત્તા એકજ છે (the same) એટલે તેઓ ઇશ્વરને ભુલી ગયા ને અપરાધી થયા. જૂઓ ઇશ્વરે સૃષ્ટીમાં પોતાની (of himself) કેવી સાક્ષિ આપીને પોતાનો (his) મહિમા, તથા સદ્ગુણના કેવા દાખલા આપ્યા છે પણ લોક તે માનતા નથી. આકાશ તથા પૃથ્વિ

---

૯ બે કામ. A double advantage.

૧૦ નમુનો.—મને મારા કામના પૈસા ઉપજેછે I get money for my work.

૧ માનેછે કે અમે પાપ તથા અપરાધ કર્યાંછે એમ અંગ્રેજીમાં આવશે.

૨ નમુનો.—મારે મુંબઈ જવાની જરૂર નથી. There is no need of my going to Bombay અથવા There is no necessity for my going to Bombay.

૩ માનતા હશો. હશો એ રૂપ ભવિષ્યકાળ તથા સંશયાર્થે બતાવવાના કામમાં આવેછે. સંશયાર્થે બતલાવે ત્યારે અંગ્રેજીમાં likely, probably વાપરો.

૪ દેખાતું હોય. use the present subjunctive અથવા should. See Howard's Grammar Part I. paras. 382 and 422.

૫ માબાપથી જન્મેલું. Born of a father and mother.

ઉપરથી ઈશ્વરનો મહિમા પ્રગટ જણાયછે, તોપણ માણસ તેનો મહિમા માનતા નથી, પણ ઉલટાં તેને ભુલીને આકાશના તારા, ગ્રહ, સૂરજ, ચંદ્રને તથા પૃથ્વિમાંના સમુદ્ર, તથા નદીઓ, તથા ઝાડો, તથા અન્ન પાણીને પુજેછે; એ રીતે પોતાના પેદા કરનારને ભુલી જાયછે.

## પાઠ ૮.

### કુતરૂં.

કુતરાંને ચાર પગ ને અઢાર આંગળાં હોયછે,[૧] તેની પુંછડી વાંકી હોયછે. જે માણસ આડો હોય ને કોઈની સારી શીખામણ પ્રમાણે ન ચાલતો[૨] હોય (તો) તેને કહેછે[૩] કે કુતરાંની પુંછડી વાંકીને વાંકીજ.[૪] કોઈ અજાણ્યા માણસને દેખે[૫] કે કુતરો ઘુરકવા માંડેછે, ને પાસે આવે (એટલે) ભસવા માંડે, ને લાગ આવે[૬] તો બચકું પણ ભરે. કુતરાં બહુ અદેખાં તથા ખારીલાં હોયછે. (If) એક ફળીઆનું કુતરૂં[૭] બીજા ફળીયામાં ગયું હોય[૮] (તો) તે ફળીયાનાં સઘળાં કુતરાં એકઠાં થઈને[૯] તેને કાહાડી મૂકે ત્યારે જંપે.[૧૦] કુતરાં જ્યારે બીએ (ત્યારે) their પુંછડી પાછલા બે પગ વચ્ચે ઘાલી દેછે, અને (when) રાજી હોય (ત્યારે) હલાવે. કુતરાંનાં બચ્ચાંને કુરકુરીઆં અથવા ગોઠીલાં કહેછે. તે આંધળાં અવ-

૧ ભાગ ૧ લાનું ૨૬ મું ખંડક જૂઓ.

૨ શીખામણ પ્રમાણે ચાલવું, to take advice.

૩ તે વિષે કહેવાયછે.

૪ કુતરાંની પુંછડી હંમેશા વાંકી હોયછે. અંગ્રેજીમાં એને મળતી એક કહેવત છે કે, What's bred in the bone won't come out of the flesh.

૫ કેનો અર્થ ઉપલા વાક્ય પ્રમાણે તત્કાળ થાયછે ત્યારે no sooner......than અથવા as soon as તેનો તરજુમો થાયછે; જેમકે, આ છોકરો સવારમાં ઉઠેછે કે રમવા માંડેછે, This boy no sooner rises in the morning, than he begins to play અથવા As soon as this boy rises in the morning he begins to play.

૬ And if he gets an opportunity he &c.

૭ પાઠ ૧ માંની ૧ અંક વાળી ટીકા જૂઓ.

૮=જાય Subjunctive mood, present tense વાપરો.

૯=એકઠા થશે અને તેને કાહાડી મૂકશે.

૧૦ ત્યારે જંપે=ત્યાં સુધી ન જંપે.

તરેછે; દશ બાર દહાડા કેડે તેની આંખ ઉઘડેછે. કુરકુરીઆં નાનાં હોય ત્યારે બહુ વાહલાં લાગેછે (are); તે છોકરાંની સાથે બહુ ગેલ કરેછે.

---

## પાઠ ૯.

### કબુતર અને કીડી.[1]

એક તરશી કીડી વહેલા ઉપર પાણી પીવાને ગઇ. તે ઘણા (deep) પાણીમાં પડીને તણાતી ચાલી.[2] તે એક કબુતરે દીઠી, અને તેને દયા આવી તેથી ચાંચેવતી ઝાડનું એક પાંદડું તોડીને પાણીમાં (it) નાંખ્યું. તેને વળગીને પેલી કીડી તડે આવી. પછી એક દિવસે એવી વાત થઇ[3] કે તેજ કબુતર એક (a certain) ઠેકાણે બેઠું હતું. તે ન જાણે એમ[4] એક વાઘરી તે ઉપર ઝાંપ નાંખતો હતો. તે કીડીએ જાણ્યું[5] એટલે તેજ વખતે જઇને કબુતરને પગે (in) ચટકો ભર્યો, તેથી તે ઝટ લઇને ઊડી ગયું. એ વાત ઉપરથી સમજવું જે બીજા ઉપર ઉપકાર કરતાં રહેવું (should), અને કોઇએ આપણા ઉપર ગુણ કર્યો હોય (તો) તે મનમાં રાખીને (when) લાગ આવે (ત્યારે) બદલો વાળવાને ચુકવું નહીં. એવું કીધાથી[6] પરમેશ્વર રાજી રહેછે, લોકમાં આબરૂ વધેછે ને આપણું સારૂં[7] થાયછે.

---

## પાઠ ૧૦.

### ડોસો[1] અને તેના દીકરા.

એક ડોસાને પાંચ દીકરા હતા પણ તેમનામાં પૂરો સંપ નહોતો. જ્યારે

---

૧ The Dove and the Ant અથવા Story of a Dove and an Ant.

૨=તે પાણીમાં પડી અને તણાતી ચાલી.

૩ એવી વાત થવી, બનવી કે=happen that.

૪ તે ન જાણે એમ unperceived અથવા in such a way that it could not see him.

૫ પાઠ ૭ માંની પાંચમી ટીકા જુઓ.

૬ નમુના —ચોપડી વાંચ્યાથી by reading a book, ઘણું બોલ્યાથી by speaking too much.

૭ નમુનો.—મારૂં સારૂં થાયછે I am benefited.

૧ ડેફિનિટ આર્ટીકલ લગાડો. એનો અર્થ એવો કે જે ડોસા વિષે વાત છે તે.

તે મરવા પડ્યો[૨] ત્યારે તેણે પેલા છોકરાને ક્‌ને (him) બોલાવીને બેસાડ્યા, ને એક પાતળી લાકડીઓની ભારી મંગાવીને એકેક જણને કહ્યું કે આ ભારી તું ભાંગ. પણ કોઇથી ભંગાઈ નહીં[૩] તેથી પેલા બહુ ઝાંખા પડી ગયા.[૪] પછી પેલે (the) ડોસે કહ્યું (કે) હવે એ છોડી નાંખો, અને એકેક જણ એકેક લાકડી ઉપાડીને ભાંગો.[૫] એવું કર્યું એટલે[૬] તો (they) ઝટ ભાંગી ગઈ. પેલા (the) છોકરા ઘણો અચંબો પામ્યા અને બાપને એમ કરવાનું કારણ પૂછ્યું.[૭] ત્યારે બોલ્યો કે એ બધી લાકડી એકઠી હતી તેથી તેમાં બળ ઘણું,[૮] માટે આખી ભારી તમારાથી ભંગાઈ નહીં,[૩] પણ એકેક લાકડી જ્યારે જૂદી પડી ત્યારે બીજી લાકડીના બળનો ટેકો એને જતો રહ્યો[૯] માટે તે એકલી પડી[૧૦] તેથી ઝટ ભાંગી ગઈ. એમજ તમે જો સંપ સંપીને રહેશો તો તમને કોઇએ છેડી શકશે નહીં ને તમારા દહાડા સુખમાં જશે.[૧૧]

---

## પાઠ ૧૧.

## છેતરવું નહીં.[૧]

એક દહાડો એક છોકરો પોતાની મા જોડે ન્યાતમાં જમવા ગયો.[૨] એ

---

૨ તે મરવાનો હતો ત્યારે, when he was on his death-bed.

૩ પણ કોઇ તે ભાંગી શક્યો નહીં. ભાગ ૨ નો, બોધપાઠ ૩૧ જુઓ.

૪ પડી ગયા, became, અથવા looked, અથવા felt.

૫ અંગ્રેજી રીત પ્રમાણે, ઉપાડો અને ભાંગો.

૬ એવું કર્યું એટલે તો When they did so અથવા As soon as they did so. આઠમા પાઠની પાંચમા અંકવાળી ટીકા જૂઓ.

૭ અને બાપને પૂછ્યું કે એમ (this) તમે કેમ (why) કર્યું. કર્યું, પૂર્વ ભૂતકાળ, (the pluperfect tense) વાપરો.

૮ નમુનો,-મારામાં બળ છે I am strong.

૯ નમુનો,- તેનો ટેકો મને જતો રહ્યો I was deprived of his assistance.

૧૦ પડી was left.

૧૧ મારા દહાડા સુખમાં જાયછે I live happy.

૧ Against Cheating.

ન્યાતમાં જમવા to a caste dinner.

છોકરાનું આગલે દીવસે દીલ બગડયું હશે,[3] માટે તેની માએ કહ્યું કે તું આજ કકડો લાડુ લેજે વધારે લઇશ તો વળી માંદો પડીશ. છોકરે કહ્યું, વારૂ. લાડુ આવ્યા ત્યારે માની શરત બીજે ઠેકાણે ગએલી જોઇને[4] પેલાએ આખો લાડુ લીધો ને તેમાંથી કડકો ભાંગી બાકીનો દડીયા તળે સંતાડયો. (when) માએ જોયું તો કડકો લાડુ દીઠો. એ છોકરે એની માને છેતરવાનું કીધું, તે પ્રમાણે તે છેતરાઇ;[5] કેમકે તેને પેલા સંતાડેલા લાડુની ખબર કાંઇ પડી નહીં, પણ પરમેશ્વરે એને પાપ કરતો જોયો. તેની નજર કોઇથી ચુકવાની નથી.[6] એ પાપી છોકરા ઉપર તેની કરડી નજર થઇ.[7] એ છોકરે બહુ માઠું કામ કર્યું. કડકી લાડુસારૂ પોતાની વહાલી માને છેતરી! શું એને લાજ નહીં આવી હોય? જેણે નાનપણમાં[8] આવું કામ કર્યું તે મોટપણે તો કોણ જાણે કેવું પાપ કરશે?[9] એવું છોકરૂં કોને ગમે?[10]

---

## પાઠ ૧૨.

### રેશમ.

એક જાતના કીડા થાયછે તે (which) રેશમ કરેછે. તે કીડો શેતુરનાં પાંદડાં ખાઇને જીવેછે; (when) ઘણાંક પાંદડાં ખાઇ રહ્યા પછી, શરીરમાંથી રેશમનો ઝીણો તાંતણો કાઢીને ખારેક જેવડો કોશેટો કરેછે, ને તેમાં કેટલાક દહાડા લગણ ભરાઇ રહેછે. રેશમ કહાડવાને માટે કોશેટાને

---

૩ તેનું દીલ બગડયું હશે He had been unwell.

૪ that his mother's attention was directed elsewhere.

૫ નમુનો.—મારા ભાઇએ તે પેટી બનાવવાનું કર્યું તે પ્રમાણે તે બની, My brother succeeded in his attempt at making the box. કે succeeded in making the box in the way he attempted.

૬ કોઇ ચુકાવી શકતો નથી, No one can——any thing from &c.

૭ to look upon with displeasure.

૮ નમુનો.—નાનપણમાં મને રમવું ઘણું ગમતું હતું, When I was a boy I was very fond of playing.

૯ Who can say what crime he may not commit.

૧૦ એવા છોકરાને કોણ ચાહે, Who would like &c.

ઉના ખદખદતા પાણીમાં નાંખે એટલે માંહેનો કીડો મરી જાય[1] ત્યારે તાંતણો ઉકેલી લે. કોશેટાને એમ પાણીમાં ન નાંખે તો કેટલેક દહાડે તેમાંનો કીડો પતંગિયું થઈ હીર કરડીને બાહેર નીકળી જાય.[2] શીવવા ને ભરવાના કામમાં હીર ઘણું[3] આવેછે, તેનાં સારાં સારાં લૂગડાં પણ વણાયછે. રેશમ પહેલું કોશેટામાંથી કાઢેછે ત્યારે તેનો રંગ કંઈક પીળાશપર હોયછે. પછી રાતા, પીળા, લીલા એવા ભાતભાતના રંગ તેનાપર ચઢાવેછે. હીરાગળ લૂગડાં ઘણી જાતનાં થાયછે. તેનાં નામ, મુગટા, અબોટિયાં, મશરૂ, કીનખાબ,[4] ગજીઆની, એવાં એવાં બીજાં ઘણાં થાયછે.

---

## પાઠ ૧૩.

### વા.

આપણે ભોંયરામાં કે બારણાં વાસીને[1] ઓરડામાં બેઠા હોઈએ છઈએ તે વખત બફારો થતો હોય[2] ત્યારે આપણે વીઝણો હલાવીએ છઈએ; તેમ કરતાં આપણા શરીર ઉપર કંઈ આવતું જણાયછે.[3] તેને આપણે દેખતા નથી, તોએ તે આપણા શરીરને લાગેછે,[4] એને વાયરો કહેછે. જે હાલ્યાથી વાયરો થયો તે થીર હોય ને હાલેચાલે નહીં ત્યારે તેને વા

---

૧ એટલે, એ શબ્દ વખતે કાળસૂચક (=when) અને વખતે રીતિસૂચક (=so that) થાયછે.

૨ Would become a butterfly and cut its way out through the silk.

૩ નમુનો.—ચણવાના કામમાં પથ્થર ઘણા આવેછે. Stones are much used in (અથવા for) building.

૪ આ જૂદી જૂદી જાતનાં લૂગડાં ઇંગ્લાંડમાં બનતાં નથી તેસારૂ તેમનાં નામ અંગ્રેજીમાં નથી માટે એજ શબ્દ લખવા પડશે.

૧ બારણાં બંધ છતાં; હાલત બતાવવાસારૂ અંગ્રેજીમાં નામયોગી with વાપરેછે, જેમકે પગમાં ખાસડાં છતાં (અથવા રાખીને) તે ઓરડામાં ગયો. He went into the room with his shoes on. માથામાં રૂમાલ બાંધેલો, with a handkerchief tied round his head.

૨ If we feel hot અથવા if it feel close.

૩ what we feel coming and going on our bodies.

૪ નમુનો.—તે મારા શરીરપર લાગેછે. I feel it on my body.

કહીએ તો ચાલે.[૫] એ વા જ્યાં જોઈએ[૬] ત્યાં છે. જ્યાં ખાલી જગ્યા હોય
ત્યાં એ ભરેલો છે.[૭] આપણા શરીરમાં, ભોંયરામાં, પેટીમાં, લોટામાં સૌમાં
(રહે) છે; ને તેમાં (them) જ્યારે બીજું કંઈ ભરેછે[૮] ત્યારે તે બાહેર
નીકળી જાયછે. ખાલી લોટો પાણીની તાંબાકુંડીમાં બોળ્યો હોય તો[૯] માંહે
પાણી જેમ જેમ ભરાતું જાયછે[૧૦] તેમ તેમ લોટામાંનો વા[૧૧] નીકળતો ૧૦
જાયછે. પણ લોટો માંહે ઊંધો ઘાલ્યો હોય તો તેમાંનો વા નીકળવા
પામતો નથી,[૧૨] તેથી પાણી ભરાતું નથી. લોટાને બદલે કાચની શીશી
પાણીમાં ઊંધી દબાવી હોય તો માંહે પાણીથી ચઢાતું નથી,[૧૩] તે દેખાશે. ૧૩

---

## પાઠ ૧૪.

### પેદા કરનાર.

ધર્મની પહેલી વાત એવી છે કે એકજ દેવ છે ને તેને માનવો જોઇએ.
જો કોઈ પૂછે કે દેવ કોને કહેવો, તો સમજવું કે સૃષ્ટીનો પેદા કરનાર
એકજ દેવ છે. તે અનાદિ પરમાત્મા છે ને બીજા બધા આત્માથી
જૂદો છે. તે આપણો પેદા કરનાર તથા પાળનાર છે, આપણને જે મળેછે
તે બધું તેજ આપેછે,[૧] તે પૂરો પવિત્ર, સામર્થવાન, અને નિર્વિકાર છે. જે ૫
એવો નથી[૨] તે તો દેવ હોયજ નહીં,[૩] દેવ જૂઠું બોલે, કે ચોરી, કે કંઈ

---

૫ કહીએ તો ચાલે. May be called.

૬ નમુનો.—જ્યાં જાઊં ત્યાં ધૂળ છે. There is dust wherever I go.

૭ નમુનો.—આ શીશીમાં પાણી ભરેલું છે. This bottle is filled with water.

૮ ભરેછે=કોઈ ભરેછે When any one puts, અથવા when anything is put.

૯ Use the present subjunctive of the passive voice.

૧૦ જેમ તેમ—અંગ્રેજીમાં તેમવાળી વાત પહેલી આવશે.

૧૧ નમુનો.—મેજપરની ચોપડી, the book on the table, તમારા હાથમાંની કલમ the pen in your hand.

૧૨ There is no way for the air in it to get out.

૧૩ નમુનો.—મારાથી ચલાતું નથી, I cannot walk ભાગ ૨, બોધપાઠ ૩૨ જૂઓ.

૧ It is he who બધું આપેછે ને અમને મળેછે; અંગ્રેજી રીત એવી છે.

૨ જે એવો નથી, Any one who is not so. ૩ હોયજ નહીં, Cannot be.

પ્રકારનું પાપ કરે એવું કહેવું એ દેવનું અપમાન કરવું છે.[૪] દેવ પૂરો પવિત્ર છે, તે પાપનો દ્વેષ કરેછે અને તેનાથી પાપ કરાતું નથી. માણસ તો પાપ કરે કેમકે તેની બુદ્ધિ એવી છે પણ આપણે કોઈ વખતે એવું ન કહેવું કે દેવ પાપ કરે કે કરાવે; ઉલટી આપણા પાપી હાલતની તેને દયા આવેછે,[૫] આપણને કહાડવાને તે તૈયાર છે, અને તેની મદદ લઈએ[૬] તો નીકળીએ પણ ખરા. દેવ જેવો પૂરો પવિત્ર તેમ તે દયાળુ પણ છે. તેનું વર્ણન એવું કરેલું છે કે પ્રભુ પ્રભુ દેવ દયાળુ તથા કૃપાળુ મંદરોષને અનુગ્રહ તથા સત્યમાં પરીપૂર્ણ, હજારો પર અનુગ્રહ રાખનાર ને અન્યાય તથા ઉલ્લંઘન તથા પાપની ક્ષમા કરનાર, દોષીને નિર્દોષ વૃથા ન ઠરાવનાર.[૭]

---

## પાઠ ૧૫.

## બે બાઈડીઓ ને છોકરો.

એક છોકરાને માટે બે બાઇડીઓને વઢવાઢ થઈ. એક કહે કે[૧] એ મારો છે, અને બીજી કહે કે મારો.[૧] એ વાતનો કોઈ શાહેદી ન હતો. પછી તે બે જણીઓ રાજા પાસે ફરીયાદ કરવા ગઈ. રાજાએ આ બેની વાત સાંભળી લઇને[૨] એક સિપાઇને બોલાવ્યો, ને કહ્યું કે આ છોકરાના બે કકડા બરાબર[૩] કરીને એકેક જણીને અકેકો આપ. આ હુકમ સાંભળીને એક તો છાનીમાની બોલ્યા વિના ઊભી રહી, પણ બીજીએ તો બૂમે બૂમ પાડીને કહ્યું કે, રાજા સાહેબ મારા છોકરાના કકડા કરાવશો મા;[૪] જો આવોજ ઈનસાફ હોય તો[૫] મારે એ છોકરો નથી જોઇતો;[૬] હું એના

---

૪ Is to dishonor God અથવા it is to do dishonor to God.

૫ He pities us.

૬ If we accept of his.

૭ And that will not justify &c.

૧ એક કહે, One would say ; અથવા ભૂતકાળમાં, One said. See Howard I., 135.

૨ સાંભળી લઈને=સાંભળી લીધા પછી, On listening.

૩ બે કકડા બરાબર કરવા, To divide into two equal parts.

૪ I entreat your majesty not to. See Howard II., 93.

૫ If this be the justice I am to get. See Howard I., 348.

૬ નમુનો.—મારે આ ચપ્પુ જોઈતો નથી, I do not want this knife.

ઉપરથી મારો હાથ ઊઠાવુંછું. આ ઉપરથી રાજાએ વિચાર્યું કે આ છોકરો એનો છે, કેમકે બીજીના મનમાં કશી અરે હોએ એવું જણાતું નથી.[૭] પછી પેલો છોકરો તેની ખરી માને હવાલે કર્યો અને પેલી બીજી ગળેપડુ બાઇડીને[૮] શિક્ષા કરીને ગામમાંથી કહાડી મૂકી. જે કોઈ બીજાને ગળે પડે તેની આ દશા થાય.[૯]

## પાઠ ૧૬.

### વહાણ.

એક ગામથી બીજે ગામ જતાં, રસ્તામાં વખતે મોહોટી નદી આવે, તો આપણે આ પારથી પેલે પાર કેમ જઇએ વારૂ[૧]? એવે ઠેકાણે ઉતરવાને સારૂ હોડીઓ રાખેલી હોયછે, તે હોડીમાં બેસીને ઉતરાય.[૨] હોડી પાણીમાં તરેછે, કેમકે એ હવાએ ભરેલા વાસણ જેવી છે. માંહેની હવા તે પાણી કરતાં ઘણી હલકી તેથી તે તરેછે. માછી કે ખારવો હોય તે હોડી હંકારેછે.[૩] હોડીને મોટી ચાદરો જેવાં લૂગડાં બાંધેછે[૩] તેને સઢ કહેછે, તેમાં પવન ભરાય[૪] ત્યારે તે ખૂબ ઝડપથી ચાલેછે. પવન નહીં હોય ત્યારે હલેસાં મારીને કે વાંસવતે ટેકીને હોડી ચલાવેછે.

નાની નદીઓમાં ફરવાની નાની હોડી હોયછે, પણ મોટા દરિયામાં જવા આવવાને[૫] તો મોટી હોડીઓ હોયછે. બસેં ત્રણસેં[૬] હોડીઓ એકઠી

---

૭ કેમકે એવું જણાતું નથી કે બીજી વગેરે; એમ આવશે. See Howard II., 128.

૮ ગળેપડુ બાયડી; જયારે બરાબર શબ્દ નથી મળતો ત્યારે અર્થ ખુલ્લો કરીને વાક્ય બનાવવું, The woman who had made a false charge.

૯ તેની આ દશા થાય, એટલે એવી મારી ઇચ્છા છે. સહાયકારક may વાપરો. See Howard I., 429.

૧ કેમ જઇએ વારૂ, How do you think we could go.

૨ ઉતરાય=ઉતરી શકીએ.

૩ કર્મણીપ્રયોગ (the passive voice) વાપરો, The boat is managed (rowed) by &c.

૪ પવનથી સઢ ભરવા એવી ઇંગ્રેજી રૂઢી છે. અને સઢમાં પવન ભરવો એવી ગુજરાતી રૂઢી છે.

૫ મોટા દરિયામાં In the ocean.

૬ નમુનો.—બેત્રણ રૂપિઆ, Two or three rupees.

કરીએ તે કરતાં પણ તે તો મ્હોટી હોય.[7] એવી હોડીને વહાણ કહેછે. હોડીને કે મછવાને તો એકાદ[8] સઢ હોય પણ વહાણને તો એવા ઘણા[9] હોયછે. મછવામાં કે હોડીમાં ભાગ્યે પચાસ આદમી માય,[10] પણ વહાણમાં તો બસેં, ત્રણસેં, ને વખતે મોટાં વહાણમાં તો હજારો આદમી સમાઈ જાય ને વળી તેનું સીધું, સામાન, પેટી, પેટારા સુદ્ધાં રહે. એવાં વહાણપર વળી તોપો પણ રાખેછે.

---

## પાઠ ૧૭.

### ભારે ધાતુ (સોનું ને રૂપું.)

સોનું ને રૂપું મોંઘી ધાતુ ગણાયછે, કેમકે બીજી ધાતુઓ ભોંયમાંથી નીકળેછે તેટલી એ નીકળતી નથી.[1] તેટલા માટે સોના રૂપાનો એક નાનો સરખો કકડો (હોય તોપણ) તેની ઘણી કીંમત બેસે. સોનાની મ્હોરો ને રૂપાના રૂપિઆ પાડે[2] છે તેનું કારણ પણ એજ છે. આઠ દશ રૂપિઆ તો આપણી મુઠીમાંએ રહે, પણ તેટલાનું લોઢું એટલું બધું આવે[3] કે આપણાથી ઉપડે પણ નહીં. સોના રૂપાપર કાટ ચઢતો નથી[4] અને એ દેખીતાં સુંદર ને ચળકતાં માટે એનાં સારાં સારાં ઘરેણાં થાયછે. કંઠી, કડાં, વેઢ, વિંટીઓ, સોનાનાં થાયછે. કલ્લાં, સાંકળાં, કંદોરા એવી એવી જણસો રૂપાની થાયછે. કોઈ તાલેવર (હોય તો તે) લોટા, લોટીઓ, વાડકીઓ[5] અને

---

[7]=એકઠી કરેલી હોડીઓ કરતાં મોટી હોય (are).

[8] એકાદ, One or perhaps two.

[9] એવા ઘણા=તેઓના ઘણા.

[10] નમુનો.—આ શીશીમાં એક શેર તેલ માય, This bottle would hold a pint of oil.

[1] નમુનો.—આ ખાણમાંથી જેટલી મટોડી નીકળેછે તેટલું લોઢું નથી નીકળતું, There is not so much iron obtained from this mine as earth.

[2] Mohars are coined from &c.

[3] So much iron could be had for this sum, અથવા this sum would purchase a piece of iron so great that &c.

[4] નમુનો.—લોઢાને કાટ સહેજ ચઢેછે, Iron contracts rust readily.

[5] લોટા, લોટીઓ, વાડકીઓ, jugs, cups, bowls.

એવાં બીજાં વાસણો પણ રૂપાનાં કરાવેછે. અરધા, પાવલી, બેઆનીઓ રૂપાનાં થાયછે. સોના રૂપાના તાર ઘણા ઝીણા થાયછે. તે તારને હીર સાથે વણીને કસબ કરેછે. પછી તે કસબની કોર, પાલવ, કે તોઇ વણીને લૂગડે ચોડેછે.[૬]

---

## પાઠ ૧૮.

### ઝાડની શીશી જણસો ખાધામાં આવેછે.[૧] ભાગ ૧.

ઝાડનાં મુળીઆં, થડ, પાંદડાં, ફળ, ફુલ, બીઆં સૌ ખાધામાં આવેછે. કેટલાંક ઝાડ મોટાં, કેટલાંક નાના છોડવા, અને કેટલાંક તો વેલાજ હોય. સુરણ, રતાળુ, સકરીઆં, બટાટા, કંદ એ સૌ ખાધામાં આવેછે, અને ભોંયમાં[૨] થાયછે. તેને બાફીને કે તળીને ખાધાં[૩] હોય તો બહુ સ્વાદ લાગેછે.

ડાંગર, બાજરી, ઘઊં, એના તો દાણાજ[૪] ખવાય. એનાં થડ એટલે સાંઠા ખાધામાં આવતા નથી પણ શેરડીના તો સાંઠાજ ખવાય. એનાં પાંદડાં કે બીજું કંઇ ખાધામાં આવતું નથી. શેરડીનો રસ કેવો ગળ્યો લાગેછે?

અળવીનાં પાંદડાં, ને દાખળાં એ સૌનું શાક થાયછે. પણ એનાં મુળીઆં તો કઠણ, માટે ખાવાના કામમાં આવતાં નથી. કેમકે તે ઘણીવાર દેવતાપર રાખે તોપણ ચઢે નહીં.

---

## પાઠ ૧૯.

### ઝાડની શીશી જણસો આપણા ખાધામાં આવેછે. ભાગ ૨.

રોકડાનાં, અગથિઆનાં, અને કડાંનાં ફુલ તળીને અથવા કઢીમાં

---

૬ It is woven into—which are sewed on to clothes.

૧ Vegetable Productions used for Food.

૨ ભોંયમાં થાયછે. Grow under the surface of the ground.

૩=ખાધા પહેલાં બફાય કે તળાય તો.

૪ It is only the grain (અથવા seed) of—that is &c.

નાંખીને ખાયછે અને તેમાંનાં કેટલાંકની તો શીંગો પણ ખવાયછે. કેટલાંક ઝાડની શીંગો લીલી ને લીલી[1] શાક કરીને[2] ખાયછે, પણ તેને સૂકવીને તેના દાણા નીકળેછે તે પણ ખાયછે. શેકડાની, ચોળાની, ગુવારની, એવી એવી કેટલીક જાતની શીંગો તો એમની એમ[3] રાંધીને ખાવામાં આવેછે.

પણ વટાણા, લાંગ, ને તુવેરની શીંગો તો ફોલીને તેના લીલવા કરીને શાક કરેછે, કેમકે તેનાં છોડાં જાડાં ને કઠણ હોયછે. વાલની પાપડી કુમળી હોય[4] ત્યારે તો છોડાં સુદ્ધાં રાંધેછે, પણ કઠણ હોય ત્યારે તો એકલા લીલવાનુંજ શાક કરેછે. ફળ બહુ જાતનાં થાયછે. કેરી, જાંબુ, નારંગી, કેળાં, એવાં એવાં ફળ એમના એમ ખવાયછે. રીંગણાં, ભીંડા, કોળું, દુધી, કારેલાં, કંટોળાં, એ પણ ફળ સમજવાં.[5] પણ એ રાંધ્યા વગર ખવાતાં નથી.

## પાઠ ૨૦.

## પાણી.

તમે દીઠું તો હશે[1] જે પાણીની તપેલી ચુલે[2] મૂકી હોય, તેમાંથી વરાળ નીકળેછે; જો તેના ઉપર તાસક ઢાંકીએ[3] અને તેમાં ટાઢું પાણી રેડીએ તો તે તાસક નીચે પાણીનાં ટપકાં ચોંટેલાં દેખાયછે.[4] એ પાણી કંઇ[5] ઉપરનુ

---

૧ લીલી ને લીલી = green and fresh.

૨ શાક કરવું = રાંધવું to cook.

૩ એમની એમ = in their natural state. અથવા Just as they are. અથવા pods and all = છોતરાં સુધાં.

૪ કુમળી હોય, When they are અથવા while they are.

૫ એ પણ ફળ સમજવાં = એ પણ ફળ ગણાયછે.

૧ You must have seen અથવા you have seen.

૨ ચુલે એને બદલે આગે વાપરો.

૩ ઢાંકીએ એને બદલે મૂકીએ (place) વાપરો.

૪ નમુનો.–ચોપડીનાં પાનાં ફાટલાં દેખાયછે, The leaves of the book appear torn.

૫ નથી=છે નહીં. નહીં=not, કંઇ (at all), not at all.

ટાઢું પાણી (that has) ઝમીને નીચે ગયલું નથી, એ તો તપેલીમાંની વરાળ તાસક ઉપરના ટાઢા પાણીને[૬] લીધે ઠરીને[૭] તે તાસકની પાછળ ચહોંટી રહેછે.

કોઈ વખતે ગગનમાંથી કરાં પડેછે; તે હાથમાં રાખે[૮] તો હાથની ગરમીથી ઓગળી જઇને તેનું પાણી થઇ જાયછે.[૯] કોઈ વખતે ઠાર પડેછે;[૧૦] ત્યારે છાપરાં ઉપર ઠીબમાં પાણી રાખ્યું હોય તો તે ઘીની પેઠે ઠરી જાયછે, એને બરફ કહેછે, ને પછી દહાડો ઉગેછે,[૧૧] ત્યારે ઓગળીને પાછું તેનું પાણી થઇ[૯] જાયછે.

શીયાળામાં સાંજરે વેગળેથી ધુમાડા જેવું[૧૨] દેખાયછે. તેની પાસે (up to) જઇએ તો લુગડાં ભીનાં થાયછે. એને ધુમર કહેછે. રાતમાં એવી રીતે પાણી ઘાસ કે ઝાડનાં પાતરાં ઉપર મોતીના દાણા જેવું પડેલું દેખાયછે તેને ઝાકળ કહેછે.

ત્યારે આ વાત ઉપરથી નક્કી થાયછે જે વરાળ, કરાં, બરફ, ધુમર, ને ઝાકળ એ સર્વ જૂદાં જૂદાં રૂપ છે પણ જાતે પાણી છે.

## પાઠ ૨૧.

### પરમેશ્વર સર્વ ઠેકાણે છે.

કેટલાંક અણસમજુ માણસ કહેછે કે પરમેશ્વર દેખાતો નથી, માટે તે મુદલ છેજ નહીં. પણ નીચેની વાત ઉપરથી એ કેવું ખોટું ઠરેછે? આપણને બફારો થાયછે,[૧] ત્યારે વિજણા વડે વા નાંખીએ છઇએ, તે

૬ નમુનો.–નીચેનું મોટું ઝાડ, The large tree below. મેજ ઉપરની અંગ્રેજી ચોપડી, The English book on the table.

૭ That has condensed on account of—and &c.

૮ રાખે=રખાય, If they be held, અથવા રાખો, If you hold.

૯ પાણીનું બરફ થાયછે. Water becomes (અથવા turns into) ice.

૧૦ નમુનો.–ઠાર પડેછે, It freezes; વરસાદ પડેછે, It rains. ગરમી પડેછે, It is hot. ટાઢ પડેછે, It is cold.

૧૧ દહાડો ઉગેછે=સૂર્ય ઉગેછે.

૧૨ There is an appearance from a distance like smoke.

૧ ૨૦ મો પાઠ જૂઓ.

આપણા શરીરને સુખ કરેછે.[૨] બારી ઉઘાડી[૩] તેમાંથી વા વાયછે,[૪] ત્યારે કહીએ છઇએ જે વા આવેછે; બંધ થાયછે ત્યારે બંધ થયો કહીએ છઇએ. મોંમાંથી ને નાકમાંથી વા પેસ નિકળ કરેછે[૫] ત્યારે કહીએ છઇએ જે સાસ એટલે શ્વાસ[૬] થયો છે. માણસ હાલેછે ચાલેછે બોલેછે ત્યારે કહેવામાં આવેછે,[૭] જે એમાં જીવ છે.[૮] જ્યારે એમાંનું કશુંએ થતું નથી,[૯] નાડી ચાલતી નથી, ને મુડદું થઈ રહેછે[૧૦] ત્યારે કહીએ છઇએ જે જીવ ગયો. હવે સર્વે ઉપરની વાતો ઉપરથી વિચાર કરવો (conclude) જે વા, શ્વાસ, કે, જીવ એમાંનું કંઈ આપણી નજરે પડતું નથી, પણ, (still) એ છે; એમ આપણી ખાતરી છે. તેમજ પરમેશ્વર છે, પણ વા, શ્વાસ, કે જીવ જેમ દેખાતો નથી, તેમ તે આપણા દીઠામાં આવતો નથી.

---

## પાઠ ૨૨.

### સૂરજ.

સૂરજ આપણે રોજ દેખીએ છઇએ. એ સવારે ઉગેછે ને સાંજરે આથમેછે, ત્યારે લાલાશપર દેખાયછે.[૧] તે વખતે આપણે એની સામું જોઈએ તો જોવાય.[૨] પણ બપોરે જ્યારે માથા ઉપર આવેછે, ત્યારે એનું તેજ એવું ભારે હોયછે જે, આંખે દેખી ખમાતું નથી.[૩] સૂરજ આથમ્યા

---

૨ તે આપણા શરીરને સુખ કરેછે, We feel relief, અથવા We feel more comfortable.

૩ બારી ઉઘાડી=બારી ઉઘાડી હોય.

૪ And the wind blowing અથવા and there be a breeze.

૫ માંથી શ્વાસ પેસ નિકળ કરેછે, Breath enters in by and comes out through.

૬ જે સાસ એટલે શ્વાસ થયોછે, That a respiration has taken place.

૭ ભાગ ૧. બોધપાઠ ૭ જુઓ. ૮ એમાં જીવ છે=તે જીવતો છે.

૯ When nothing of the above takes place.

૧૦ And he becomes a corpse.

૧ અંગ્રેજીમાં- તે લાલાશપર દેખાયછે જ્યારે સવારે ઉગેછે ને સાંજરે આથમેછે.

૨ તો જોવાય=તો આપણે શકીએ. See Howard, Part I., 429.

૩ દેખી ખમાતું નથી, Cannot endure to look at it.

પછી ને ઉગતાં પહેલાં[૪] વચમાં અંધારૂં રહેછે તેને રાત કહેછે. સૂરજ ઉગ્યા પછી ને આથમ્યા સૂધીની વેળાને દહાડો કહેછે. સૂરજના તડકા વડે દરિયાનું પાણી સુકાઇને ઊંચું ચહેછે, તેનો વરસાદ વર્સેછે.[૫] ઝાડ, પાલો, સર્વે એની ગરમીને લીધે ઉગેછે.[૬] જ્યાં સૂરજની ગરમી ઓછી ત્યાં ટાઢ ઘણી તેથી ઝાડ પાલો સારી પેઠે નિપજતો નથી. સૂરજનું બિંબ નાનું દેખાયછે તેનું કારણ એ કે[૭] તે કરોડો ગાઉને[૮] છેટે છે, ખરેખઈ તો એ ઘણોજ મ્હોટો છે.

## પાઠ ૨૩.

### સિંહ ને ઊંદર. ભાગ ૧.

એક સિંહ ઉનાળામાં પડ્યો પડ્યો ઊંઘતો હતો.[૧] તેના શરીર પર થઇને કેટલાક ઊંદરે દોડા દોડ કરી મૂકી. સિંહ જાગી ઉઠ્યો; ને એના પંજામાં એક ઊંદર આવ્યો,[૨] તેને એ મારવાનું કરતો હતો[૩] એટલામાં પેલે ઊંદરે કાલાવાલા કર્યા જે, મહારાજ આટલો ગુનો માફ કરો. સિંહને દયા આવી ને તેને છોડી દીધો. જતી વેળા ઊંદર એટલું બોલ્યો જે, સાહેબ તમે દુઃખમાં હશો, ત્યારે મારાથી તમારી જે ચાકરી બનશે[૪] તે કરીને તમારૂં

---

૪ ઉગતાં પેહેલાં. See Howard, Part I., 325.

૫ તેનો વરસાદ વર્સેછે, It falls down again in the form of rain.

૬ નમુનો.–વરસાદને લીધે ઘાસ લીલું છમ થયું, It is rain that has made this grass nice and green.

૭ અંગ્રેજીમાં.–સૂરજનું બિંબ નાનું દેખાવાનું કારણ એ કે, The reason of the sun's &c.

૮ કરોડો ગાઉને. Millions of miles.

૧ પડ્યો પડ્યો ઊંઘતો હતો, Was lying sleeping.

૨ =તેણે પોતાના પંજાવડે એક ઊંદર પકડ્યો.

૩ To be just about to અથવા to be going to. See Howard, Part I., 349-50. નમુનો.–હું પાઠ શીખવાનું કરતો હતો એટલામાં મહેતાજી આવ્યો, I was just about learning my lesson, અથવા I was just going to learn my lesson when the teacher came.

૪ નમુનો.–મારાથી બનશે તેટલું તમારે સારૂ કરીશ, I will do all I can for you, તેનાથી તેના મીત્રની જેટલી ચાકરી બનશે તેટલી કરશે, He will render his friend every service he can.

દુઃખ ટાળીશ, કેમજે તમે મને આજ જીવતદાન આપ્યું. પેલો સિંહ મનમાં હશીને મનમાં કેહવા લાગ્યો જે, આ નાનો સરખો ઊંદરડો જોને કેટલી શેખી કરેછે, એને મારા સામર્થનું ભાન નથી. હું આખા વનનો રાજા છું, તેને આ ગરીબડા જેવો ઊંદર કહેછે જે, હું તમારૂં દુઃખ ટાળીશ. કેવો ઘેલો છે? એ મારૂં દુઃખ શું ટાળશે?

## પાઠ ૨૪.

### સિંહ ને ઊંદર. ભાગ ૨.

એક વેળા એવું બન્યું જે પેલાજ (same) ઝાડ તળે એક જણે (some one) જાળ નાંખી હતી. તેમાં એનો એજ સિંહ આવી પડ્યો (catch) ને ઘણાએ ફાંફાં માર્યાં,[૧] પણ માંહેથી છુટાયું નહીં ને બહુ અકળાયો એટલે બૂમો પાડવા માંડી. તે સાંભળીને પેલો ઊંદર દરમાંથી ઝટ લઇને બહાર આવ્યો ને જોયું[૨] (તો) પેલો સિંહ મોટા દુઃખમાં દીઠો.

ઊંદરે વિચાર્યું જે આ વખત જીવતદાનનો બદલો વાળવાનો આવ્યો છે. પછી તેણે સિંહને કહ્યું મહારાજ, ફીકર કરશો મા, તમારો દાસ હાજર થયો છે. તેનાથી બનશે તે ચાકરી કરશે. પછી તેણે પેલી જાળ દાંતે કાતરી નાંખી, ને સિંહનો છુટકો કર્યો.

સિંહ પણ મનમાં સમજ્યો જે તે દહાડે હું હસ્યો હતો પણ હવે મને ખબર પડી કે, વખતે તરણું સરખું હોય તે પણ કામમાં આવેછે. આ વાતપરથી વાંચનારે યાદ રાખવું કે કોઇને હલકું ગણવું નહીં. વખત આવે[3] ત્યારે સૌ કામમાં આવેછે. વળી કોઇએ આપણું સારૂં કર્યું હોય, તો તેનો પાડ માનીને પ્રસંગ આવે[3] ત્યારે તેનો બદલો વાળવો.

---

૧ Made many ineffectual exertions to get free.

૨ The rat ran with all haste out of his hole, and when he looked round he saw &c.

3 When the occasion comes.

## પાઠ ૨૫.

### વરસાદ. ભાગ ૧.

આપણે પાણીની વાડકી[1] દેવતા ઉપર મેલી[2] રાખીએ,[1] તો માંહેથી ધુમાડા જેવી વરાળ નીકળતી દેખાયછે,[2] અને ધીમે ધીમે પાણી ઓછું થતું જાયછે.[3] એજ રીતે પાણીની વાડકી તડકામાં રાખી મેલીએ, તે ઘણી વારે[4] પાણી ઓછું થાયછે. દેવતા ઉપરની વાડકીમાંનું બધું પાણી[5] જેમ દેવતાની ગરમીથી વરાળ થઇને ઉડી જાયછે, તેમ તડકે મુકેલી વાડકીમાંના પાણીની પણ તડકાની ગરમીથી વરાળ થઇ જાયછે. પણ તે વરાળ ઘણી પાતળી તેથી આંખે દેખાતી નથી.[6] એજ રીતે ખાબોચીઆં, તળાવ, કે દરીયામાંનું પાણી સુરજની ગરમીથી વરાળ થઇને. ઊંચું ગગનમાં ચઢેછે. આપણે જે વાદળાં દેખીએ છીએ,[8] તે એવી ઊંચે ચઢેલી વરાળનાં થાયછે.[9] તે પડેછે તેને[10] વરસાદ કહેછે.

---

## પાઠ ૨૬.

### વરસાદ. ભાગ ૨.

વરસાદથી સર્વ લોકનું ભલું થાયછે.[1] વરસાદ ન હોય, તો જાર, બાજરી

---

૧ પાણીની વાડકી, A bowl of water.

૨ નમુનો.—છોકરો ઘેર જતો દેખાયો, The boy was seen going home.

૩ પાણી ઓછું થતું જાયછે, The water becomes less and less.

૪ ઘણીવારે=ઘણીવાર પછી.

૫ નમુનો.—ગામના બધા છોકરા નિશાળે ભણવા જાયછે, All the boys in the town go to school to learn.

૬ નમુનો.—પાણી ઘણું ઊંડું, તેથી તળીયું દેખાતું નથી, The water is very deep and so the bottom is not visible અથવા, and so we cannot see the bottom.

૭ નમુનો.—ટાઢથી વરાળ પાણી થઇને વરસાદ રૂપે પૃથિવીપર નીચે પડેછે, On account of the cold vapour becomes water, and falls down on the earth in the form of rain.

૮ ભાગ ૧, ખંડક ૧૫૧ જૂઓ. ૯ થાયછે—બનેલાં છે.

૧ નદીથી લોકનું ભલું થાયછે, The people are benefited by the river.

કે ધણી કશુંએ પાકે નહીં.[૨] ઘાસ પણ થાય નહીં.[૨] કુવા, તળાવ, નદીઓ સુકાઇ જાય,[૨] તેથી તેમને કાંઠે ખેતર હોય તેને પાણી પાવાનું મળે નહીં,[3] એટલે (and so) અનાજ બીલકુલ થાય નહીં. પાણી મળવાના સાંસા પડે;[૪] ભોંય સુકાઈને કઠણ થઈ જાય; ઝાડપાલો પાણી વિના સુકાઇને મરી જાય. એવું થયું[૫] એટલે માણસ, ઢોર, પશુ, પંખી એ સૌ ભુખે ને તરસે મરી જવા માંડે. એવું થાય[૬] ત્યારે કહેછે જે દુકાળ પડ્યો, માટે વરસાદ વિના બધુંએ ખોટું સમજવું.[૮] મેહ આવેછે તેથી ઇશ્વરની કૃપા આપણાપર છે એમ સમજવું; ને એટલા માટે એનો મોટો પાડ માનવો ઘટેછે.[૯]

---

## પાઠ ૨૭.

### માખીનું બચ્ચું.

એક નાનું માખીનું બચ્ચું[૧] પોતાની માની જોડે ભીત ઉપર બેઠું હતું. માને ત્યાંથી જવું પડ્યું[૨] તેથી (so) જતી વેળાએ[3] બચ્ચાંને કહ્યું, હું હમણા (immediately) આવુંછું =(આવિશ), તું અહીંજ બેસજે, હું આવું ત્યાંસુધી જઇશ મા.[૪] બચ્ચે પૂછ્યું કેમ (વારૂ) બા (mother)?

---

[૨] ભાગ ૨, ખંડક ૧૧૯ જુઓ.

[3] There would be no water to irrigate them with.

[૪] પાણી મળવાના સાંસા પડે, Drought would ensue.

[૫] એવું થયું એટલે= અને જયારે એવું બન્યું હોય.

[૬] એવું થાય ત્યારે કહેછે=જયારે એવું બનેછે ત્યારે કહેવાયછે.

[૭] નમુનો.—કહેછે કે નોવેમ્બર મહીનાએ ઘણા તારા ખરેછે. Many stars are said to fall in the month of November. કહેછે કે ધરતી કંપારો થયો છે. An earthquake is said to have taken place.

[૮] Thus you see that without rain everything would go wrong.

[૯] નમુનો.—મારા ઉપર તેનો ઘણો પાડ છે. He is very kind to me. તેનો પાડ હું માનુંછું. I am thankful to him. તેનો ઘણો પાડ હું માનુંછું. I am thankful to him for his great kindness.

[૧] પાઠ ત્રીજો પહેલા નંબરવાળી ટીકા જુઓ.

[૨] નમુનો.—મારે પાણી ભરવું પડેછે, I have to carry water.

[3] નમુનો.—આવતી વેળાએ, when coming, ખાતી વેળાએ, when eating.

[૪] નમુનો.—હું કહું ત્યાંસુધી બેશીશ મા, Do not sit down till I tell you.

માખી કહેછે, જો, પેલું ઉકળતું તળાવ જોયું?[5] ચુલા ઉપર પાણી ઉકળતું હતું, તેની ભણી આંગળી કરી દેખાડીને કહ્યું કે એની પાસે જઇએ તો મહા ખોટું થાય.

**બચ્ચું**—કેમ, એની કને જાઉં તો શું ખોટું થાય[6] ?

**મા**—એમાં તું પડી જાય, બાપુ (child); એમાં પડે તે (all who) મરી જાયછે, તું ત્યાં જઈશ મા.

**બચ્ચું**—શાથી પડું મા ?[7]

**મા**—તે તો હું નથી જાણતી, પણ મેં એવું બહુ જોયું છે, વાસ્તે કહુંછું, માટે તારે માનવું. જે માખીનું બચ્ચું ત્યાં ગયું છે તે તેમાં પડી મુવું છે, કોઇએ (not one) ઉગર્યું નથી. બચ્ચાના મનમાં શીખામણ લાગી હશે એવું સમજીને[8] તેની મા ઉડી ગઈ. પછી બચ્ચું (the young fly) માની શીખામણને હસવા લાગ્યું ને પોતાના મનસાથે બોલ્યું કે, આ ડોશીને બહુજ ફિકર છે. જેમ જેમ એનાં વર્ષ વધેછે તેમ તેમ એની અક્કલ ઘટેછે.[9] તળાવકને જરા ઉડું ને રમું એમાં એના બાપની શી પુંજી જવાની હતી ?[10] શું મ્હારે પાંખ નથી ? ને ઉડતાં નથી આવડતું ? ઘરડાં માણસોને ડાહી ડાહી વાતો કરવાની બહુ ટેવ હોયછે, પણ મને તેમના કહ્યા પ્રમાણે કરવું[11] કેમ ગમે ? હું તો મારે ત્યાં જઇશ. જોઉં તો વારૂ શું થાયછે. ?

---

[5] જો, પેલું ઉકળતું તળાવ જોયું? Do you see yonder boiling pond ?

[6] નમુનો.—નાનપણમાં જો મન દઈને ન ભણીશ તો આગળ જતાં મહા ખોટું થાય, If you do not attend to your books when you are young, the consequences will be dreadful.

[7] શાથી પડું મા ? Why should I fall in, mother ?

[8] The mother thought her child would attend to her advice, and so &c.

[9] નમુનો.—જેમ જેમ કોઈના પૈસા વધેછે તેમ તેમ તેનું સુખ વધતું નથી. A man's happiness does not increase as his wealth increases.

[10] એમાં તેના બાપની શી પુંજી જવાની છે ? It is none of her business.

[11] નમુનો.—મહેતાજીના કહ્યા પ્રમાણે કરવું, To do as the teacher says.

એમ કહીને ઉકળતા પાણીના ચરૂભણી ઉડ્યું. ત્યાં પહોંચતાંજ ઉની વરાળ લાગી કે તમર આઇ[12] ચરૂમાં પડ્યું. મરતાં મરતાં[3] બોલ્યું કે જે છોકરાં માબાપનું કહ્યું નથી કરતાં તે આમ દુઃખ પામેછે. અરે! મેં આ શી મૂર્ખાઈ કરી જે માની શીખામણ માની નહીં.[13] માની હોત તો મારી આ વલે થાત નહીં. નાદાન છોકરાંને મા, બાપ, મહેતાજી, કે બીજું કોઈ સારી શીખામણ આપેછે તે કડવી લાગેછે. પોતાને ડાહ્યાં ગણીને શીખામણ માનતાં નથી, ને પોતાની મરજી પ્રમાણે કરેછે,[14] એવાં છોકરાં આ માખીના બચ્ચાની પેઠે દુઃખી થાયછે.

---

## પાઠ ૨૮.

### ત્રિલોકનો ઉત્પન્ન કરનાર.

સૃષ્ટિમાં માણસોના[1] ત્રણ લોક[2] છે, એટલે આકાશના, તથા નરકના, તથા પૃથ્વિના છે. એ ત્રણ લોકનો ઉત્પન્ન કરનાર, તથા ધણી કોણ[3]? પરમેશ્વરે તો સઘળી સૃષ્ટિ ઉત્પન્ન કરીને પરમેશ્વર વગર એઓનો ઉત્પન્ન કરનાર બીજો કોઈ નથી, કોઈ પ્રભુ નથી, કોઈ રાજા નથી. પરમેશ્વર સર્વત્ર વ્યાપિક છે, આ ઠેકાણે તથા સઘળે ઠેકાણે તે છે. પરમેશ્વર તો કેવળ નિરાકાર આત્મા છે માટે આપણી આંખોએ તે દેખાતો નથી.[4] તેને જોવા[5] ને ઓળખવા[5] એ આંખોનાં કામ નથી. એ તો મનોનાં કામ છે. જેમ કુંભાર ઘણી તરેહનાં હાંલ્લાં ઘડેછે, પણ કોઈ હાંલ્લું ઘડતાં[6] તે પોતાનું રૂપ અથવા શરીર તેમાં ઘડતો નથી, તેમ પરમેશ્વરે બધા સાકાર

---

૧૨ The hot steam made her head dizzy.

૧૩ How foolish I was not to heed my mother's advice.

૧૪ મરજી પ્રમાણે કરેછે do as they please.

૧ માણસોના=માણસોને વાસ્તે અથવા જેમાં માણસો હોયછે.

૨ ભાગ ૧. ખંડક ૧૦૭ જુઓ.

૩ ભાગ ૧. ખંડક ૧૫૦ જુઓ.

૪ આંખોએ=આંખોવડે દેખાતો નથી=આપણે એને દેખી નથી શકતા.

૫ Howard II. 28 (3) જુઓ.

૬ ઘડતાં=ઘડવામાં in making, અથવા while making.

પદાર્થ ઉત્પન્ન કર્યા; પણ કોઈ પદાર્થ કરતાં, તેણે પોતાનું રૂપ કર્યું નથી. એ માટે જેમ કુંભાર તથા હાંલ્લાં એક નથી, પણ જૂદાં જૂદાં છે, તેમ ઉત્પન્ન કરનાર પરમેશ્વર તથા જે વસ્તુ તેણે ઉત્પન્ન કરી[૭] તે એક નથી પણ જૂદાં જૂદાં છે. વળી કુંભારે જે હાંલ્લાં ઘડયાં[૭] તે જેમ કુંભારનો અંશ નથી, તેમ જે વસ્તુ પરમેશ્વરે ઉત્પન્ન કરી તે વસ્તુ પરમેશ્વરનો અંશ નથી. પરમેશ્વરે નિરાકાર તથા રૂપ વગરના આત્મા રહીને સઘળી સૃષ્ટિ ઉત્પન્ન કરી.

---

## પાઠ ૨૮.

### ચંદ્રમા.

ચંદ્રમા સૂરજના કરતાં[૧] પૃથ્વિની પાસે છે. એ કોક દહાડે ગોળ દેખાયછે. તે દહાડાને પુનમ કહેછે. પછી રોજ નાનો થતો જાયછે,[૨] ને છેલ્લે બે ત્રણ દહાડા તો[૩] મુદલ દેખાતોજ નથી. પછી પાછો સાંજે સુતરના તાંતણાથી થોડોક જાડો[૧] ને અટલાયા જેવો વાંકો જણાયછે, તેને બીજનો ચંદ્રમા કહેછે. એવો બીજનો ચંદ્રમા મહિને મહિને એટલે કોઈ વેળા ૨૯ દહાડે અને કોઈ વેળા ૩૦ દહાડે દેખાયછે.

ચંદ્રમામાં પોતાનું તેજ નથી, એ તો સૂરજનું તેજ એના ઉપર પડીને ત્યાંથી પાછું આપણા ભણી વળેછે; જેમ ચાટલું કે દરપણ સૂરજ ભણી આડું ધરી રાખ્યું હોય[૪] તો એના ઉપરનો તડકો પાછો વળીને છાંયડો હોય ત્યાં ચકતાં જેવો પડેછે, અને એ તડકો દરપણમાંથી આવતો દેખાય તો ખરો પણ તે પોતાનામાં કાંઈ આગળનો તડકો ભરી રાખેલો નથી,[૫] તેમજ સૂરજનો તડકો ચંદ્રમા ઉપર પડેછે, અને તે ત્યાંથી પાછો આપણા ભણી આવેછે.

---

૭ ભાગ ૧. ખંડ ૧૫૦ જૂઓ.

૧ See Howard I., 172.

૨ નમુનો.—આ છોકરો વર્ષો વર્ષ મોહોટો થતો જાયછે, This boy becomes bigger and bigger every year.

૩ See Howard II., 97.

૪ If held opposite the sun.

૫ નમુનો.—આ થેલીમાં રૂપિઆ ભરેલા છે, This bag contains rupees.

## પાઠ ૩૦.

### ઘાયલ કાપણી કરનાર.

એકવાર ખેતરમાં કાપણી કરતાં[1] એક માણસને દાતરડું વાગ્યું, તેથી તેનો હાથ કપાયો. એ ઘા એવો જબરો લાગ્યો કે તેની ધોરી નસ કપાઈ ગઈ.[2] ધોરી નસ ઘણું કરીને શરીરમાં ઘણી ઊંડી હોયછે, અને એ કપાયછે[2] ત્યારે, એમાંથી ધડધડ લોહી વહી જાયછે, કેમકે એ નળના જેવી છે. એક હોજમાંથી નળ મૂકેલો હોય[2], તે ફૂટે તો તેમાંથી જેમ પાણી ધડધડ વહી જાયછે તેમજ ધોરી નસમાંથી પણ લોહી વહી જાયછે. હોજને ઠેકાણે હૃદય સમજવું[3] અને નળને ઠેકાણે ધોરી નસ, એટલે હૃદયમાંથી લોહી ધોરી નસ વાટે વહેછે, માટે એ કપાયછે તો ઘણું લોહી નીકળેછે. એને બંધ કરવાનો ઉપાય એટલોજ છે કે કપાયલા ભાગ અને હૃદયની વચે દાબણ કરવું, કે તેથી કરીને તે ભાગની તરફ આવતું લોહી બંધ થાય.

પેલા માણસની ધોરી નસ કપાઇ હતી[2] તેમાંથી ખબ લોહી વહી ગયું, તે જોઇને તેની આગળનાં માણસ ગભરાઇ ગયાં. કેટલાંક દોડા દોડ કરવા મંડયાં, અને કેટલાંક તો મૂઢની પેઠે ઊભાંજ થઈ રહ્યાં. એવામાં એક ચંચળ અને જોરાવર છોકરી દોડી આવી, અને પોતાના ચણીઆના નાડાનો કડકો કાપીને તે પેલા ઘાની ઉપર ખેંચી બાંધી લીધો, તેથી લોહી નીકળતું બંધ થયું. તે છોકરીએ જો એમ ન કર્યું હોત[4] તો તે બિચારો મરણ પામત,[4] માટે એવી વખતમાં સૌ જણે સાવચેતી રાખવી,[5] અને તરત ઘટતો ઉપાય કરવો.[5] તરતબુદ્ધિનાં માણસથી એમ ઘણાના જીવ બચેછે.

---

૧ નમુનો.—પાણી પીતાં માંખી ગળી ગયો, When drinking water he swallowed a fly.

૨ ભાગ ૨. ખંડક ૧૦૦ જૂઓ.

3 Let the reservoir represent the heart and &c.

૪ ભાગ ૧. ખંડક ૮૬. અને ભાગ ૨. ખંડક ૧૧૯ જૂઓ.

૫ આમાં જોઇએનો અર્થ છે માટે ભાગ ૨. ખંડક ૧૩૩ જૂઓ.

## પાઠ ૩૧.

## તપાસ કરવાની ટેવ. ભાગ ૧.

પરમેશ્વરે સૌને બે આંખો આપી છે. પણ તેને ખરી રીતે વાપરતાં થોડાનેજ આવડેછે.[1] બે માણસ એકજ વસ્તુ જૂએ, પણ તેથી બેહુનાં મનપર જૂદી જૂદી અસર થાયછે. માટે જોવામાં ફેર છે.[2] એ વિષે એક વાત નીચે લખી છે.

એક ફકીર ચાલ્યો ચાલ્યો વગડામાં જતો હતો તેને એક વાણિયો સામે મળ્યો. ફકીરે તેને પૂછ્યું, શેઠ, તમારૂં એકાદ ઊંટ ખોવાયું છે? વેપારીએ કહ્યું, હા. ફકીરે કહ્યું, તેની જમણી આંખ ફૂટેલી છે, ને તે ડાબે પગે ખોડું છે, ખરી વાત કે? વેપારી બોલ્યો, હા. ફકીરે પૂછ્યું, તેનો આગલો એક દાંત પડી ગયો[3] છે? વેપારીએ જવાબ દીધો, હા, સાંઈ. ફકીર બોલ્યો, તેને તમે એક મેર મધ લાદ્યું છે,[4] ને બીજી મેર ઘઉં લાદ્યા છે, નહીં વારૂ? વેપારીએ કહ્યું, ખરી વાત, મીયાં સાહેબ, તમે એને એટલું ધારી ધારીને જોયું છે ને પારખી રાખ્યું છે તો હીંડો, (come along) મને દેખાડો, તે કેણીમેર ગયું ને ક્યાં છે?

ફકીરે જવાબ દીધો, શેઠ, (Sir) મેં તમારૂં ઊંટ જોયું નથી, ને તમે હાલ જે વાત કહી તે સિવાય બીજા કોઇને મોઢે, એવી એની વાત સાંભળી પણ નથી.[5] વાણિયાએ કહ્યું, એ બધું ડહાપણ તો જાણ્યું, એના ઉપર જવાહીર હતું તે ક્યાં છે? લાવને.

ફકીર બોલ્યો શેઠજી, મેં તમારા ઊંટને નથી જોયું, ને તમારૂં જવાહીર પણ નથી જોયું. એમાંનું હું કાંઈ જાણતો નથી.

---

૧ નમુનો.—મને લખતાં આવડેછે, I can write, અથવા I know how to write.

૨ જોવામાં ફેર છે. There are different ways of seeing.

૩ નમુનો.—તેનો આગલો એક દાંત પડી ગયોછે, He wants a front tooth.

૪ He was laden with અથવા he was carrying.

૫ તમે હાલ જે વાત કહી તે સિવાય બીજા કોઈને મોઢે એવી એની વાત સાંભળી પણ નથી, I have not even heard about it from any one but what you have just told me yourself.

એ સાંભળીને વેપારીએ પોતાના માણસની પાસે તેને પકડાવી[૬] દરબારમાં મોકલાવ્યો. દરબારમાં એનો ઝાડો જોયો, ને બીજી ઘણીએ તપાસ કરી, પણ એની કનેથી કશુંએ નીકળ્યું નહીં. એણે ચોર્યું કે એ જૂઠું બોલ્યો એના સાક્ષી મળ્યા નહીં.[૭]

---

## પાઠ ૩૨.

### તપાસ કરવાની ટેવ. ભાગ ૨.

ફકીરને જાદુગર જાણીને સજા કરતા હતા એવામાં[૧] તેણે દરબારને આ પ્રમાણે કહ્યું. તમને એટલી બધી નવાઈ લાગી તે જોઈ મને ઘણી રમુજ[૨] પડી. તમે અચંબો પામો તેમાં ઘણી નવાઈ નથી. હું વગડામાં એકલો ઘણાં વર્ષ થયાં રહુંછું,[૩] પણ વગડામાંએ તપાસી જોવાનું મને ઘણું મળેછે,[૪] રસ્તે ચાલતાં ચાલતાં (while) મેં ઊંટનાં પગલાં જોયાં, પણ ત્યાં માણસનાં પગલાં નહોતાં, તે ઉપરથી મેં જાણ્યું કે એ એનાં ધણીકનેથી નાઠેલું છે. એના માર્ગના એકજ ગમનાં ઝાડનાં પાંદડાં કરડેલાં હતાં તે ઉપરથી મેં જાણ્યું કે તે એક આંખે કાણું હશે. તેનાં પગલાંમાંનું એક એક આછું પડેલું હતું[૫] તેથી મેં જાણ્યું કે તે પગે લંગડું હશે. તેણે જે પાંદડાં કરડ્યાં હતાં તેમાં વચમાંનો થોડો ભાગ રહી ગયો હતો[૬] તે ઉપરથી મેં ધાર્યું કે તેનો આગલો એકાદ દાંત પડ્યો હશે. તેની એક પાસે ઘઊં વેરાયલા હતા તે લઈ જવા કીડીઓ ચઢી હતી, ને બીજી બાજુએ મધમાખી બમણતી હતી તે પરથી મેં જાણ્યું કે એને એકમેર ઘઊં ને

---

૬ ભાગ ૨. ખંડક ૧૨૫ જૂઓ.

૭ નમુનો.—આ છોકરાએ ચોપડી ફાડી તેના કોઈ સાક્ષી મળયા નહીં, No proof was found that the boy had torn the book.

૧ નમુનો.—ગાડીમાં બેસવા જતો હતો એવામાં તેનો ભાઈ આવ્યો, He was just getting into the train when his brother came (appeared).

૨ ભાગ ૨. ખંડક ૬૯ જૂઓ.

૩ રહુંછું=રહેલો છું. વળી ભાગ ૨. ખંડક ૯૧ જૂઓ.

૪ નમુનો.—કામ કરવાનું મને ઘણું મળેછે, I get plenty of work to do.

૫ આછું પડેલું હતું, was less deep, was fainter.

૬ ભાગ ૨. ખંડક ૧૦૧ જૂઓ.

બીજીમેર મધ લાધ્યું હશે, અને કોઈ માણસ જોડે હશે નહીં, કેમકે હોય તો[૭] ઘણી વેરાય[૨] નહીં ને મધ ઢોળાય નહીં.

એ સાંભળી રાજાએ તેને શાબાસી આપી છોડી દીધો. આ ઉપરથી સમજવાનું એ છે કે આપણે તપાસ કરી જોવાની ટેવ રાખવી[૮] ને હમેશાં તપાસ કરવી.[૮] તપાસ કરી જોવું એટલે સઘળું ધ્યાનમાં રાખી જોવું ને તેમાંથી કામમાં આવે તેવું અનુમાન કરવું. ફકીર જે રસ્તેથી આવ્યો તેજ રસ્તેથી બીજાં માણસ પણ આવ્યાં, ને તેમણે પણ ઊંટનાં પગલાં દીઠાં હશે (must have) અથવા ધ્યાન આપતૂ[૭] તો જોત. તે કોઈએ પેલા વાણીઆને એમાંનું કશું કહ્યું નહીં, કેમકે તેમને તપાસ કરવાની ટેવ નહીં, માટે જોવા જોવામાં ઘણો ફેર છે. ચિત્ત દઈને જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ ઘણી ખપની છે, માટે સૌએ તેવી ટેવ પાડવી.[૮]

---

## પાઠ ૩૩.

### સળગી ઉઠે ત્યારે શું કરવું.[૧]

કોઇને એવી ટેવ હોયછે કે પોતાનાં લૂગડાં સળગેલાં માલમ પડે કે[૨] તરત દોડાદોડ કરવા માંડે, ને ઘરમાંથી નીકળી બૂમે બૂમ પાડે, પણ એ ઉપાય કંઈ કામનો નથી. એવી રીતે દોડાદોડ કરવાથી સામા વધારે લૂગડાં સળગી ઉઠે, ને ભડકો થાય, ને તેથી હાથ, મોડું કે ડીલ સઘળું બળી જાય. સૌથી સારો ઈલાજ એટલોજ કે જે છેડો કે કોર લૂગડાંની સળગી હોય તે હાથેવતી મસળી નાંખવી. તે કરતાં તે વધારે સળગી ઉઠ્યું હોય, તો તે લૂગડું બને તો કાઢી નાંખવું, જેવું કે ધોતિયું, પિછોડી,

---

૭ Howard's Grammar, ભાગ ૧. ૩૯૭ જૂઓ.

૮ ભાગ ૨. ખંડક ૧૩૩ જૂઓ.

૧ What should be done in case of fire, અથવા what to do when anything takes fire.

૨ નમુનો.—મહેતાજી બેસે કે બધા વિદ્યાર્થી પાઠ ભણવા માંડે, The teacher is no sooner seated than all the pupils begin to prepare their lessons, અથવા As soon as the teacher sits down, all the pupils &c. આઠમા પાઠની ૫ મા અંકવાળી ટીકા જૂઓ.

પાથરડી, પણ અંગરખોજ સળગી ઉઠયો હોય ત્યારે લાંબા થઈ ભોંય ઉપર સૂઈ જવું, ને આળોટવું. પાસે જો કાંઈ જાડું લૂગડું, કામળો, શેતરંજી કે બીજું એવું જે કંઈ હોય તે પોતાને ડીલે લપેટી લેવું. એ પાસે ન હોય, ત્યારે તો સળગેલો છેડો ભોંયસાથે (against) મસળીને હોલવી નાંખવો. એ પ્રમાણે કરશો તો તે બધું બળતું હોલવાઇ જશે, અને લૂગડાં બળ્યાં તે કરતાં વધારે નુકસાન થશે નહીં, તથા પોતાની જાતે સહી સલામત રહેશે. જો કોઈ તે જગોએ હોય તો તેણે એટલુંજ કરવું કે પેલાનાપર શેતરંજી કે કામળા જેવું જાડું લૂગડું નાંખવું, અને તે ન હોય, તો બળતાં લૂગડાંપર પોસો ભરીને ધૂળ નાંખવી, એટલે બળતું હોલવાઈ જશે.

કોઇ કોઇવાર રસોઇ કરતાં તેલનો પેણો ચૂલે હોયછે, તેમાં પાણીનો છાંટો પડયાથી ભડકો ઉઠેછે, તેથી માળ, કે છાપરૂં નીચાં હોય તે સળગેછે, ને આગ લાગેછે, એવી વખતે સાવચેતી રાખવી જોઇએ. ભડકો થયો કે[૨] બને તો તરત પેણો હેઠે ઉતારી નાંખવો, તેમ ન થાય તો ટોપલો ભરી ધૂળ કે માટી નાંખવી એટલે તરત બળતું હોલવાઈ જાય, ને વધારે નુકસાન નહીં થાય.

---

## પાઠ ૩૪.

### પૃથ્વિ.

જે ઉપર આપણે રહીએ છઇએ તે પૃથ્વિ છે. એ ઉપર આપણી નજર પહોંચે ત્યાં લગણ[૧] જોયાથી ચપટી હોય એવું લાગેછે, પણ એવી કંઈ નથી, એ તો ગોળ દડા જેવી છે. એને કાંઈ આધાર એટલે ટેકો નથી;[૨] ગગનમાં સૂરજ ચંદ્રની પેઠે અધર રહેલી છે. એ મોટી છે ખરી તોએ ઝડપથી ચાલનારૂં વહાણ, ત્રણ ચાર મહિનામાં એની પ્રદક્ષિણા ફરી વળેછે. લોકો સમજેછે કે એ હાલ્યા ચાલ્યા વિના સ્થિર રહેલી છે, પણ એમ નથી. ગાડાંનાં પૈડાંની પેઠે એ સદા ફરતીજ રહેછે. એનો

---

૧ નમુનો.—ઘોડો દોડે ત્યાં લગણ, **As far as a horse can run.**

૨ ભાગ ૧. ખંડક ૨૯ જુઓ.

એક ફેરો, ચોવિશ કલાક કે સાઠ ઘડીમાં પૂરો થાયછે,[3] અને એના ફરવાથી રાત ને દહાડો થાયછે. પૃથ્વિનું જે પાસું સૂરજ ભણી હોયછે, ત્યાં અજવાળું રહેછે; ને જેટલીવાર અજવાળું રહેછે,[4] તેટલીને દહાડો કહેછે, પણ જે પાસું સૂરજ ભણી નથી હોતું, ત્યાં અંધારૂં રહેછે, ને જેટલો વખતસુધી અંધારૂં રહેછે તેટલાને રાત કહેછે.[5] જ્યારે આપણે અહિંયાં દહાડો હોય, ને સૌ પોત પોતાનો ધંધો કરતા હોય તે વખત આપણી નીચેના પૃથ્વિના બીજા પાસામાંના લોકને ત્યાં અંધારૂં ને રાત હોયછે, ને તે લોક ઊંઘતા હોયછે. પૃથ્વિ સૂરજની આસપાસ એક વર્ષમાં ફરી વળેછે.

## પાઠ ૩૫.

### ઈશ્વર નિરાકાર આત્મા છે.

જો કોઈ પૂછે (કે) હમે નિરાકાર પરમેશ્વરને શી રીતે દેખીએ[1] ને કેમ ઓળખીએ તો એક દાખલો સાંભળો.વા અહિંયાંછે. આપણે શરીરે લાગેછે.[2] વાએ આપણે શ્વાસોશ્વાસ કરીએ છઈએ ને વા વગર આપણાથી રહેવાતું નથી.[3] પણ વા આપણી આંખોએ દેખાતો નથી, તેમ પરમેશ્વર આપણી પાસે છે ને તેથી આપણે જીવીએ છઈએ, ને ફરીએછીએ, ને હોઈએ છીએ. તે આપણને બોલવાની શક્તિ ને જોવાની શક્તિ વગેરે સદા આપેછે; ને તે વગર આપણે એક પલકભર પણ જીવવાના નથી, પણ

---

૩ નમુનો.—મારા ઘર આગળથી નિશાળે જતાં દશ મીનિટ લાગેછે, It takes me ten minutes to go from my house to school.

૪ જેટલીવાર અજવાળું રહેછે તેટલીને દહાડો કહેછે, That period of time during which light remains is called day.

૫ નમુનો.—જેટલી ભોંય ઉપર ગામ વસેલું છે તેટલીને ગામનું તળીયું કહેછે, That portion of ground on which the town is built is called the site of the town.

૧ દેખીએ=દેખી શકીએ.

૨ નમુનો.—આપણે શરીરે તડકો લાગેછે, We feel the heat of the sun on our bodies.

૩ નમુનો.—ખાધા વગર આપણાથી રહેવાતું નથી, We cannot live without food.

જેમ વા આપણાથી દેખાતો નથી તેમ પરમેશ્વર આપણી નજરે પડતો નથી. તોપણ વાનું રૂપ અમને દેખાડો એમ જો તમે કહેશો તો એવી યુક્તિ કરીને દેખાડીએ કે પથ્થર ભાંગીને કકડો લઈએ ને તે પથ્થર પર કંઈ રૂપ ખોદીને ખોદેલા રૂપનું વા એવું નામ પાડીએ તો શું દેખાયછે? શું વા દેખાયછે[૪]? વા કંઈ દેખાતો નથી; ખોદેલો પથ્થરજ દેખાયછે, બીજું કંઈ દેખાતું નથી. તેજ પ્રમાણે પરમેશ્વરનું રૂપ અમને દેખાડો એમ જો તમે કહેશો તો પથ્થર લઈને તેપર કંઈ રૂપ કહાડો ને તે રૂપનું પરમેશ્વર એવું નામ પાડીને જૂઓ, શું દેખાયછે? પરમેશ્વર કંઈ દેખાતો નથી, પથ્થરજ દેખાયછે. જેમ પથ્થરનું નામ વા પાડીને વા દેખાતો નથી, તેમ પથ્થરનું નામ પરમેશ્વર પાડીને પરમેશ્વર દેખાતો નથી.

---

## પાઠ ૩૯.

## બે બિલાડીઓ ને વાંદરો.

એક ઠેકાણેથી બે બિલાડીઓ એક[૧] રોટલો લાવી, પણ વેંહેચતાં વેંહેચતાં[૨] તે વઢી પડી; પછી તે વઢવાડની પંચાત કરાવવા માટે એક વાંદરા કને ગઈ, તેણે એમને આવકાર દીધો. બિલાડીઓ બોલી જે આ રોટલાને વાસ્તે અમારે બે જણ વચ્ચે વાંધો પડ્યો છે (to arise), માટે તમે જરા વચ્ચે પડીને એનો તોડ કહાડો તો સારૂ.[૩] વાંદરો બોલ્યો, ભલે બાઈઓ, તમે મારે ત્યાં કયાંથી?[૪] તમારો ન્યાય હું વાજબી રીતે કરીશ, ફિકર રાખશો મા. પછી પેલા રોટલાના બે કડકા કર્યા ને એક ત્રાજુડીનાં પલ્લાંમાં એકેકો નાંખ્યો, એટલે એક પલ્લું નીચું નમ્યું ત્યારે તેમાંનો કટકો કાઢીને તેમાંથી એક બચકું ખાધું. પછી બાકીનો પાછો પેલા પલ્લાંમાં મૂક્યો, ત્યારે બીજું પલ્લું નીચું નમ્યું, ત્યારે તેમાંનો કડકો લઈ કરડ્યો.

---

૪ ભાગ ૧ ખંડક ૯૩ જૂઓ.

૧ ભાગ ૨ ખંડક ૭ જૂઓ.

૨ પાઠ ૩૦ ટીકા ૧ જૂઓ.

૩ તો સારૂં=મહેરબાની કરીને, therefore be good enough to &c.

૪ My dear ladies, what an honour you have conferred upon me by paying me this visit.

ત્યારે તો બિલાડીઓ મનમાં સમજી[૫] ને વાંદરાને કહ્યું ભાઈ હવે જે છે[૬] તે અમને પાછો આપ, અમે અમારી મેળે સમજીશું (to agree). વાંદરે જવાબ દીધો, બાઈઓ જરા ધીરજ રાખો, ઇનસાફને રાહે ઇનસાફ થશે.[૭] એમ કહી બેહુ કડકામાંથી વળી બચકાં ભર્યાં. બિલાડીઓએ ઘભરાઇને પેલા વાંદરાને કરગરીને કહ્યું જે ભાઇ, કેમે કરતાં હવે અમારો છૂટકો કર, ને આ જે કાંઈ થોડું ઘણું રહ્યું છે, તે અમને પાછું આપ. પેલો કહે જે ના, એમ કેમ થાય?[૮] મેં આટલી વાર મેહેનત કીધી તેનું મારે કાંઇ જોઇએ કે નહીં! માટે આ જે રહ્યું એ તો મારી મેહેનતનું રહ્યું,[૯] એમાં તમારૂં કાંઈ લાગે વળગે નહીં.[૧૦] એટલું કહીને પેલા બાકીના કટકા ગટ કરી ગયો. પાઈ રહીને મોહું હાવકું રાખીને (to put on) કહ્યું, જે બેનો, તમારી પંચાત (dispute) થઈ ચૂકી. હવે તમારે કશો વાંધો રહ્યો નથી. વાંધાનું જે મૂળ હતું તેનો ઉપાય મેં તમારા દેખતાં કર્યો છે તે તમે જાણોછો. હવે તમે સુખેથી ઘેર જાઓ; વળી કોઈ વખત આવું કામ હોય, તો મને બેલાશક સોંપજો. કહેવત છે કે "बेनी लडाइमां त्रीजो खाइ जाय."[૧૧]

## પાઠ ૩૭.

### શરીરનાં અંગ, ભાગ ૧.

માણસ પગવડે ટટાર ઉભું રહેછે. એનું માથું બન્ને ખાભની વચ્ચે ડોક ઉપર ટટાર રહેછે. એને બે હાથ ને બે પગ છે. એ હાથવડે હરેક

૫ મનમાં સમજી કે દગો છે, saw through the trick.

૬ હવે જે છે=જે બાકી રહ્યું છે તે. ભાગ ૨ ખંડક ૪૦ જૂઓ.

૭ You came for justice, and justice you must have, અથવા Justice must have its course.

૮ એમ કેમ થાય=હું એમ કેમ કરી શકું અથવા I could not think of doing such a thing.

૯ મેહેનતનું રહ્યું=મેહેનતને વાસ્તે અથવા મેહેનતને બદલે છે.

૧૦ એમાં તમારૂં કાંઈ લાગે વળગે નહીં. You have no right to any of it.

૧૧ અંગ્રેજીમાં એવી કહેવત છે કે "It was law that did the oyster suck and gave to each a shell."

જણસ ઝાલેછે. એના પગનું તળિયું ભોંયને અડીને રહેછે. માથું જમણી ને ડાબી મેર ફરેછે. માથાનું તાળવું ને બોચીનો ઉપલો ભાગ એ સર્વેને ખોપરી કહેછે, તેના ઉપર વાળ ઊગેછે.[1] એ ખોપરીની માંહે મગજ હોયછે. ખોપરી જાણે તેનો દાબડો હોય તેમ છે. એ હાડકાના દાબડા ઉપર કંઈ થોડું ઘણું વાગે[2] તોપણ માંહે મગજને કંઈ આંચ આવતી નથી.

મોં ઉપર આંખો, નાક, મોહું, હડપચી અને એકેક પાસે ગાલ હોયછે. આંખ ઉપર પોપચાં છે, ને પોપચાંને પાંપણ છે, તેવડે આંખો મીચાયાં છે, અને ધૂળ, કચરો, વા, તથા અતિશે અજવાળાને આંખમાં જતએ બહુ ખાળી રાખેછે.[3] આંખમાંથી જરા જરા પાણી નીકળેછે, તેથી ડોળા ઉપરથી ભીના રહેછે.[4]

આંખો ઉપર ભમર છે, તેથી ઉપર કપાળ આવ્યું. જે કંઈ પાસે હોય, તે માણસ આંખોવડે દેખેછે. અતિશે છેટે ન હોય, તે પણ દેખાયછે. આંખોની વચ્ચે ને બે ગાલોની વચ્ચે નાક છે. એમાંનાં બે કાણાંને નસકોરાં કહેછે. નાકવડે વાસ માલમ પડેછે. નાકની નીચે ભાઈડાને જે વાળ ઉગેછે તેને મૂછો કહેછે. કોઈતો મૂછોના થોભા રાખેછે. મોંહાની નીચે હડપચી છે.

---

## પાઠ ૩૮.

## શરીરનાં અંગ. ભાગ ૨.

મોંહાની માંહે તાળવું, જીભ, ને દાંત રહેલાં છે. દાંત બે ડાચામાં હારે

---

૧ ગુજરાતીમાં (અનેક વચને) માથાના વાળ કહેછે; પણ અંગ્રેજીમાં એક વચને the hair of the head બોલવાનો પારો છે. જૂદા જૂદા નિમાળાની ગણતી કરવી હોય તો hairs વાપરે, નહીં તો નહીં; વળી શરીરનાં અંગનાં નામ પૂર્વે સર્વનામ ન હોય તો the લગાડવો પડેછે.

૨ નમુનો.—મારા માથા ઉપર થોડું ઘણું વાગ્યું I received a slight blow on the head. મારા માથાને ઘણું વાગ્યું I received a severe blow on the head.

૩ નમુનો.—કઠેરો છોકરાને નીચે પડતાં ખાળી રાખેછે. The railing serves to prevent children from falling down.

૪ ડોળા ઉપરથી ભીના રહેછે. The eyes are kept moist outside, અથવા The surface of the eyes is kept moist.

હારે જડેલા હોયછે, ને તે બે હારો એક એકને લાગેછે. બધા દાંત એક તરેહના નથી. આગલા દાંત એકવડા, ને પાછલા બેવડા છે તેને દાઢો કહેછે. આગલા દાંત કરડવાના કે ઝાલવાના કામમાં આવેછે. ચાર રાક્ષીઓ ફાડવાના કામમાં આવેછે. દાઢોવડે તો ચવાયછે. જેમ ઘંટીમાં દાણા દળાઇને તેનો લોટ થાયછે,[1] તેમ જે કાંઈ ખાધામાં આવેછે[2] તે દાઢ તળે ચવાઇને ઝીણું થાયછે. જે ચાવવાનું હોય તેને દાંત વચ્ચે વારે વારે જીભ લાવેછે, ને આખા મોંઢામાંથી લાળ છૂટેછે, તેની જોડે મળીને તેને વધારે ઝીણું ને સુંવાળું કરેછે. પછી તે ગટ લઇને ગળે ઉતરીને કોઠામાં જાયછે. ખાધેલું મોંઢામાં હોયછે તેટલી વારમાં જીભ ને તાળવું તેનો સ્વાદ લેછે. મોઢું બોલવાનું કામ પણ બજાવેછે.[3] છાતીની નીચે જમણી બાજુએ ફેફસું છે, તેમાંથી શ્વાસ નીકળેછે. મોઢું, હોઠ, જીભ, દાંત, અને તાળવું એ સૌવડે માણસની વાચા થાયછે.[4]

માણસને નાકવડે વાસની ખબર પડેછે,[5] જીભવડે સ્વાદ સમજાયછે, કાનવડે સંભળાયછે, આંખવડે હરેક વસ્તુનાં રૂપ, રંગ, ને હાલચાલની ખબર પડેછે. બીજી વસ્તુને અડ્યાથી જે ગુણ ખબર પડે તે જાણવા માટે ચામડી કામમાં આવેછે. ઉપર લખ્યા પ્રમાણે વસ્તુનાં રૂપ, સ્વાદ, વાસ વગેરે ગુણ જેથી માલમ પડેછે તેને ઇંદ્રિઓ કહેછે. માણસને પાંચ ઇંદ્રિઓ છે, તેમનાં નામ, આંખ, કાન, નાક, જીભ, અને ચામડી.

---

૧ નમુનો.—પાણી બફાઇને તેની વરાળ થાયછે, Water is heated and becomes steam.

૨ ભાગ ૨ ખંડક ૧૦૧ જૂઓ.

૩ નમુનો.—રૂડીલ લખવાનું કામ બજાવેછે, A pencil serves the purpose of writing.

૪ ગુજરાતીમાં એ પ્રમાણે ઘણાં નામ અનુક્રમે હોય તો એ કે સૌ છેવટ આવેછે, પણ અંગ્રેજીમાં એ કે સૌ પહેલે આવે અને પછી છૂટાં નામ આવે જેમકે—ગાય, વાછડા, બળદ, ભેંસ, એ સૌને ઢોર કહેછે. All these cows, calves, bullocks, and buffaloes are called cattle.

૫ નાકવડે આપણને વાસની ખબર પડેછે, The nose informs us of smell, અથવા we know smell by the nose, અથવા, the nose is the organ of smell.

## પાઠ ૩૯.

## બીડનો કૂતરો.

એક કૂતરો ઘાસની ગજી ઉપર બેઠો હતો. ત્યાં વગડામાં ઘાસનું એક ન ધણીઆતું બીડ હતું. ત્યાં એક ભૂખી ગાય ઘાસ ખાવાને આવી તે જોઇને કૂતરો તેને ભસવા લાગ્યો, ને તે પાસે આવી, ત્યારે કરડવા દોડ્યો. ગાયે બહુએ કાલાવાલા કર્યા, પણ તે કૂતરાએ એક તરણું સરખું તેને ખાવા દીધું નહીં. ત્યારે ગાય નિરાશ થઇને પાછી વળી, અને વળતી વેળા કહ્યું કે અરે નીચ, તું આ ઘાસ ખાતો નથી, તને એ કશું ખપનું નથી,[1] તોપણ તું મને ખાવા નથી દેતો. તારા જેવો અદેખો મેં કોઇ દીઠો નથી. આવી રીતે અદેખાઇ કરેછે તેમાં પરમેશ્વર તારૂં શું ભલું કરશે?

આ જોડી કાઢેલી વાતપરથી એવી શીખામણ લેવી કે આપણને કાંઇ ખપ ન આવતું હોય, તે બીજાને વાવરવા દેવું. અદેખાઇ કરવી નહીં. ઉપલી વાતમાં કૂતરાએ કર્યું, તેમ કરવું નહીં. એ જો પોતાના ધણીનું બીડ સાચવવા બેઠો હોત,[2] અને ગાયને ઘાસ ખાવા દીધું નહોત, તો વાજબી હતું. પણ પોતાને કામ ન લાગે એવી વસ્તુ, જે વાવરવાનો સઘળાનો હક સરખો,[3] તે બીજાને વાવરવા દીધી નહીં, એ ઘણુંજ નીચ કામ કીધું. કોઇને સુખી જોઇને આપણે બળવું નહીં.

---

## પાઠ ૪૦.

## તાંબું ને લોઢું.

તાંબું ઘણા દેશની જમીનમાંથી નીકળેછે (is found). વિલાયતમાં કેટલીક તાંબાની ખાણો છે. તેમાંનું ઘણું ખરૂં તાંબું ગંધક જોડે મળેલું

---

1 એ તને કશું ખપનું નથી, This is of no use to you.

2 ભાગ ૨, બોધપાઠ ૩૪ જૂઓ.

3 જે વાવરવાનો સઘળાનો હક સરખો, to use which every one has an equal right.

હોયછે. તેને તપાવી ગંધકને જૂદો પાડેછે. થોડાં વરસઉપર આસ્ટ્રેલિયામાંથી નરદમ તાંબું નીકળ્યું હતું.

બીજી ધાતુ કરતાં તાંબું માણસે પેહેલું[1] વાપરવા માંડ્યું હશે એવું જણાયછે, કેમકે ઘણાજ જૂના કાળમાં કાંસાનાં વાસણ અને હથિયાર કરતા હતા. તાંબામાં કલઇનો ભેળ કરવાથી કાંસું થાયછે. કાંસું તાંબાની પેઠે કટાતું નથી. સોના રૂપા કરતાં તાંબું બહુ સોંઘું છે, કેમકે એ ઘણું મળેછે. એક તોલા સોનાનું રૂપું લઇએ તો આશરે પંદર તોલા આવે,[2] ને તાંબું લઇએ તો આશરે હજાર તોલા આવે. તાંબાના પૈસા ને પાઈ પણ થાયછે. વાહાણને જીવડાં ન લાગે તથા પાણીમાં રહેલો ભાગ લીસો થાય, માટે તેની બેમેર તાંબાનાં પતરાં જડેછે. એનાં પતરાં કેટલીક તરેહનાં કોતરવાના કામમાં પણ આવેછે.

સૌ ધાતુઓમાં લોઢું ઘણુંજ ઉપયોગી છે,[3] ને તે ઇશ્વરકૃપાથી ઘણુંજ જડેછે. ઘણા ખરા દેશમાં એ નીકળેછે. કેટલાએક પથરા રાતા દીસેછે, તે લોઢાને લીધે. એ બીજી ધાતુઓ જોડે મળેલું હોયછે, તેથી જૂદું પાડવાને વિલાયતમાં નીચે લખ્યું છે તેમ કરેછે.

લોઢાના ઝીણા કકડા કરી ભઠ્ઠીમાં નાંખેછે, ને જોડે ચૂનાના પથરા ને વિલાયતી કોયલા નાંખેછે. પછી ભઠ્ઠીમાં બહુજ તાપ કરેછે એથી લોઢું ઓગળી જાયછે; ને ભઠ્ઠીમાં તળે કાણું હોયછે તેમાંથી લોઢાનો રસ નીચે વાસણમાં ઉતરી જાયછે, ને કચરો પથરા વગેરે ઉપર રહી જાયછે. તે રસ ઠરેછે ત્યારે એને ભરતરનું લોઢું કહેછે. એ સખત પણ બરડ છે. કઢાયાં વગેરે બીજો સામાન લોઢાનો થાયછે.

એનો ઘાટ ઘડાય એવું કરવાસારૂ એને ફરીથી ગાળેછે, અને

---

૧ નમુનો,—બીજાં જાનવર કરતાં પેડું પેહેલું વશ કરાયું હશે એવું જણાયછે, It is thought the sheep was the first animal that was tamed; અથવા The sheep is thought to have been the first animal to be tamed.

૨ નમુનો,—જો એક રૂપિયાના ઘઊં લઇએ તો આશરે ૩૦ શેર આવે, If we bought a rupee's worth of wheat we should get about thirty pounds. ભાગ ૨ ખંડક ૧૧૯ જૂઓ.

૩. નમુનો,—સૌ બોલીઓમાં અંગ્રેજી મને અઘરી માલમ પડેછે, I find English the most difficult language of all.

દૂધપાક (porridge) ની પેઠે ખૂબ હલાવેછે; છેલ્લે બહાર કાઢી ટાઢું પાડી મોટા હથોડાવતી ખૂબ ટીપેછે, ત્યારે એ ઘડતર લોઢું થાયછે. પછી તેના ખીલા, તાળાં, કડાં, વગેરે સામાન બનેછે.

---

## પાઠ ૪૧.

### માછલી.

માછલાંને પગ હોતા નથી. તેની પીઠમાં ગાંઠા ગાંઠાવાળી કરોડ હોયછે. પાણીમાં વા છે તેનો[1] તે શ્વાસ લેછે. આપણને જેમ દમ લેવાને નસકોરાં છે તેમ તેમને નથી, પણ તેના માથા નીચે લૂગડાની ઝાલર જેવું[2] કાંઈ હોયછે તેવતી દમ લેછે. માછલાંને ફુક્કો હોયછે તેમાં દમ ભરેછે,[3] તેથી ફૂલે એટલે પાણી ઉપર તરી આવેછે, અને પાણીમાં જતું રહેવું હોય ત્યારે તેને દાબેછે, એટલે તળીએ જઇ બેસેછે. માછલાં બહુ ઇંડાં મૂકેછે. એક જાતની માછલી થાયછે, તે દર વખતે ૪૦ લાખ[4] ઇંડાં મૂકેછે. એટલાં બચ્ચાં જીવે તો પારવિનાનાં થઇ પડે. પણ બીજી જાતની માછલી એ ઇંડાંને તથા બચ્ચાં નીકળેછે તેને ખાઇ જાયછે, તેથી ઘણાં વધી પડતાં નથી.

માછલાં ઘણું સાંભળેછે અને ઘણું દેખેછે, પણ તેને કાંઈ અવાજ કરવાની શક્તિ હોય એવું જણાતું નથી;[5] કેમકે એક જાતનાં માછલાં કોઈ વખત દરિયાપર એટલાં આવેછે કે દરિયામાં અધગાઉસુધીમાં પાણીપર માછલાં થઈ રહેછે,[6] પણ તેટલાં બધાં માછલાં છતાં તેનો કાંઇ અવાજ સંભળાતો નથી. તેથી તેને કંઈ અવાજ નહીં હોય એમ લાગેછે. માછલાં નાનાંમાં નાનાં આંગળીના ટેરવા જેટલાં થાયછે, ને મોટાંમાં મોટાં ચાર પાંચ વામ થાયછે. માછલાંને પણ અક્કલ હોય એમ લાગેછે.

---

૧ પાણીમાં વા છે તે, The air that is in the water.

૨ આ ઝાલર જેવું જે છે તેને અંગ્રેજીમાં gills કહેછે; અને માછલાંની પાંખને fin કહેછે.

૩ નમુનો.—આ પ્યાલામાં પાણી ભરો, fill this cup with water.

૪ ૪૦ લાખ=four millions.

૫ પાઠ ૪૦ ટીકા ૧ જૂઓ.

૬ for a mile round they appear on the surface of the sea.

ત પોતાના રક્ષણ સારૂ તથા પોતાનાં ઇંડાં મૂકવાની સારી જગ્યા ખોળી કાઢવાની બહુ ચિંતા રાખેછે, પણ ઇંડાં મૂકયાપછી તેની ફિકર તે જરા રાખતાં નથી. એક જાતની માછલી છે તે સમુદ્રના ખારા પાણીમાંથી જઇને નદીના ભાઠાની રેતીમાં ઇંડાં મૂકેછે. વળી બીજી જાતની એક માછલી સમુદ્રમાં જે નદી મળતી હોય તેમાં સેંકડો ગાઉ છેટે જઇને ત્યાં ઇંડાં મૂકીને પાછી દરિયામાં આવેછે. કેટલીએક માછલીઓ એક સમુદ્રથી બીજા સમુદ્રમાં વરસો વરસ જાયછે ને આવેછે.

---

## પાઠ ૪૨.

### આ લોક અને પરલોક.

વળી મેં જોયું કે ગુરૂ ફરી ચેલાનો હાથ પકડીને તેને એક નાની કોટડીમાં તેડી ગયો, ત્યાં[1] ખુરશી ઉપર બેઠેલા બે નાના છોકરા હતા, એકનું નામ ઉતાવળ[2] ને બીજાનું નામ ધીરજ.[2] ઉતાવળ અસંતોષી દેખાયો, પણ ધીરજ સંતોષી હતો. ચેલાએ પૂછયું કે ઉતાવળ અસંતોષી દેખાયછે તેનું કારણ શું છે?[3] ગુરૂએ જવાબ દીધો કે, તેના શેઠની મરજી છે, કે આવતા વર્ષના આરંભસુધી તે સૌથી સારૂં પામવાને સબુર રાખે, પણ ત હમણાંજ તે પામવા ચાહેછે, પણ ધીરજ સબુર રાખવા રાજી છે.

ત્યારે મેં જોયું કે, એકે ઉતાવળની પાસે આવીને તેના પગ આગળ એક દ્રવ્યની થેલી ખાલી કીધી, ને તેણે તે હરખે લીધું ને ધીરજ પર બહુ હસ્યો, પણ થોડી વાર પછી મને દેખાયું કે તેણે બધું ઉડાવી નાખ્યું ને તેની પાસે ફાટાં તુટાં લુગડાં માત્ર રહ્યાં.[4]

---

૧ ત્યાં, in which.

૨ વિશેષ નામ છે માટે અંગ્રેજીમાં આદ્યક્ષર મોટા કરવો જોઇએ.

૩ નમુનો.—રામા કરતાં ગોવિંદને અંગ્રેજીનું વધારે જ્ઞાન છે એનું કારણ શું, એવું તેણે પૂછયું, He enquired the reason of Govind's knowing English better than Rama, અથવા, He asked how it was that Govind knew &c.

૪ તેની પાસે........માત્ર રહ્યાં, He had nothing left but...... અથવા He had any........left.

ત્યારે ચેલાએ ગુરૂને કહ્યું કે, એનો પૂરો અર્થ મને સમજાવો.

ગુરૂએ તેને જવાબ દીધો, કે આ બે છોકરા દૃષ્ટાંતરૂપ છે; ઉતાવળથી સંસારપર મન લગાડનારા સમજવા,[5] ને ધીરજથી આકાશપર મન લગાડનારા સમજવા. તમે જૂઓછો કે ઉતાવળ આ વર્ષમાં, એટલે આ દુનીઆમાં બધું પામવા ચાહેછે; તેજ પ્રમાણે સંસાર પર મન લગાડનારા છે, તેઓ હમણાંજ સારી વસ્તુ પામવા ચાહેછે; આવતા વર્ષમાં એટલે આવતી દુનીઆમાં, તેઓ પોતાના સારાંનો ભાગ પામવા સબુર રાખશે નહીં. આવતી દુનીઆના સારાં સંબંધી ઇશ્વરે જે બતાવ્યું, તે કરતાં તેઓ આ કહેવતને વત્તા ભરોસા યોગ્ય ગણેછે કે ઝાડ પરની બે ચલ્લી કરતાં હાથમાંની એક ચલ્લી સારી છે. પણ તમે જોયું કે તેણે તે જલદી ઉડાવી નાંખ્યું ને ફાટાં તુટાં લુગડાં માત્ર તેની પાસે રહ્યાં, તેજ પ્રમાણે એવા સર્વ લોકોને જગતને અંતે થશે.

ત્યારે ચેલાએ કહ્યું કે ઘણાં કારણથી ધીરજની બુદ્ધિ મને સારી માલમ પડેછે, પેહેલું પોતાનું સઉથી સારૂં પામવા તે સબુર રાખેછે, બીજું ઉતાવળ પાસે ફાટાં તુટાં લુગડાં માત્ર રહેશે, ત્યારે તેને પોતાના સઉથી સારાંનો મહિમા મળશે.

ગુરૂ કહેછે. હા, ને બીજું પણ કારણ છે કે, આવતી દુનીઆનો મહિમા કદી જશે[6] નહીં, પણ અહિયાંનો વહેલો જતો રહેશે, માટે ઉતાવળને પોતાનું સારૂં પેહેલું મળ્યું તેથી તે ધીરજ પર હસ્યો; પણ એ કરતાં ધીરજને તેના ઉપર વત્તુ હસવાનું કારણ થશે, કે તેને પોતાનું સારૂં છેલુંજ મળ્યું, કેમકે પેહેલાને છેલ્લાને જગ્યા આપવી પડશે, કેમકે છેલ્લાનો વખત આવવાનો છે, પણ છેલ્લાએ કોઈને જગ્યા આપવી પડશે નહીં, કેમકે તેની પછવાડે કોઇ છેલ્લો નથી; માટે જેને પોતાનો ભાગ પેહેલાં મળેછે, તે ખરચવાનો તેને સમય છે, પણ જેને પોતાનો ભાગ છેલ્લો મળેછે, તેની પાસે તે સદા રહેનાર છે.

ચેલો. એ ઉપરથી મને જણાયછે કે જે હમણાં છે તે પર મમતા

---

[5] સમજવા, By Haste you are to understand....અથવા Haste represents........

[6] જવું, જતું રહેવું, to pass away.

રાખવી[૭] સારી નથી, પણ જે આવનાર છે તે પામવાની સબુર રાખવી ઠીક છે.

ગુરૂ. તમે ખરૂં કહોછો, કેમકે જે જે દેખાય છે[૮] તે ક્ષણિક છે, પણ જે જે દેખાતું નથી[૮] તે અક્ષય છે.

---

## પાઠ ૪૩.

### ઘડીઆળની શીશી.

મામલતદારની કચેરીમાં કે બીજે કોઈ ઠેકાણે જ્યાં સિપાઇનો પહેરો રહેછે, ત્યાં ઘણુંકરીને વખત જાણવાને[૧] કાચની શીશીઓ હોયછે. તે બે નાની શીશીઓનાં મોં એકઠાં મેળવીને બનાવેલી હોયછે. તેને ફરતું લાકડાનું ચોકઠું જડેલું હોયછે. એ માંહેની એકમાં રેતી ભરેલી હોયછે. તે બે શીશીઓની વચ્ચે ઝીણો વેહ હોયછે, તે વાટે રેતી બીજી શીશીમાં પડેછે. એ ઘણુંકરીને રેતી એક કલાક સુધી ચાલે એટલી[૨] ભરેલી હોયછે. ઉપલી શીશી ખાલી થઈ કે ફરીથી તેને ફેરવી મૂકેછે.[૩] તે રેતી ઢલવાઇને નીચલીમાં આવેછે. એ પ્રમાણે વારેઘડીએ કરવું પડેછે. એવી શીશીઓ બબે ત્રણ ત્રણ કલાકની કે અરધા પા કલાકની જેવી કરવી હોય તેવી થાય.

પણ એમાં એટલી માથાકૂટ કે વખતે વખત શીશી ફેરવવી પડે. કોઈ અજાણ્યું માણસ આવીને જૂએ તો તેને તો ખબર ન પડે કે એક વાગ્યો છે કે બાર. એ તો જે માણસ વારેઘડીએ ફેરવીને કલાક નોંધી રાખતો હોય તેનેજ માલમ પડે, માટે એવી શીશીઓ મામલતદારની કચેરી વગેરે જ્યાં સિપાઇનો રાત દહાડો પહેરો રહેતો હોય ત્યાં અથવા જે તપાસ

---

[૭] મમતા રાખવી, to place one's affections on, to love.

[૮] દેખાવું, to be visible, નહીં દેખાવું, to be invisible.

[૧] વખત જાણવાને, in order to know the time.

[૨] એક કલાકસુધી ચાલે એટલી રેતી, as much sand as will run for one hour.

[૩] નમુનો.—એક દાખલો કરી રહ્યો કે બીજો માંડેછે, He has no sooner finished one sum than he begins another. As soon as he has done one sum he begins another.

રાખતા હોય તેનેજ ઘણી ખપ આવેછે. એવું છે તોપણ એ બહુ કામની ચીજ છે, કેમકે એના સુમાર પરથી[૪] કેટલો વખત ગયો તે જણાયછે. જો તેમ નહીં તો એટલું તો ખરૂં કે કલાક કે અરધો કલાક જેટલીવાર આપણે કામ કરવું હોય, તો તેની એનાથી ઠીક ખબર પડેછે. કેટલા વાગ્યા તે જાણવાને તો મોટાં ને વાગતાં કે નાનાં ઘડીઆળ બહુ કામનાં છે.

---

## પાઠ ૪૪.

### માબાપ પર હેત.

જે પાહાડના શિખરમાંથી ધુમાડા, બળતા પથરા, અને ઉનો ઓગળેલો રસ કોઈ વેળાએ ઘણા જોરથી નીકળેછે, તેને જ્વાળામુખી એટલે બળતા પાહાડ કહેછે. યૂરોપ ખંડના એક દેશમાં ઘણાંએક વરસઉપર પેહેલાં કદી ન થએલો એવો જોરાવર ધડાકો એવા[૧] એક પાહાડમાંથી થયો, અને ધગધગતો રસ તેની ચોતરફથી સડસડ કરતો ઉતર્યો, તેથી આખાં ગામનાં ગામ નાશ પામ્યાં. અંગારા અને રાખના ઉડવાથી આકાશ ભરાઈ ગયું. તે વેળાએ આસપાસનાં ગામના લોકો જે પોતાની મોંઘી મોંઘી જણસોસુદ્ધાં જીવ લઈને નાઠા, તેમાં બે જુવાન ભાઈ હતા તે પોતાની પીઠઉપર ઘણી જૂદી તરેહની દોલત ઊંચકીને દોડ્યા. તે દોલત એવી હતી કે બીજા કશા ઉપાયથી ફરી મળે નહીં: એ દોલત તેનાં માબાપ હતાં તેમને ખાંધે બેસાડીને તેઓ નાઠા.

એ બે જણાનું આચરણ જોઈને[૨] લોકોને ઘણું અચરજ લાગ્યું. જે રસ્તે તે ગયા તે રસ્તે પરમેશ્વરના કરવાથી[૩] એવું બન્યું કે આસપાસનું સર્વ બળી ગયું, પણ ઉનો રસ (lava) આવ્યો નહીં, તેથી તે લીલો ને લીલોજ રહ્યો. ત્યાંના લોકો અજ્ઞાની હતા પણ તેમનાં મન (heart) સારાં હતાં, તેથી તેમણે માન્યું કે આ છોકરાઓના પુણ્યને લીધે ઇશ્વરી

---

૪ એના સુમારપરથી, by means of it.

૧ ભાગ ૨ બોધપાઠ ૧૪ જુઓ.

૨ જોઈને=જ્યારે જોયું

૩ પરમેશ્વરના કરવાથી એવું બન્યું કે, God so ordered it that.

ચમત્કારથી આ જગ્યા ઉગરી, અને તે દહાડેથી "ભક્તિમાનનું ક્ષેત્ર" એવું તે ઠેકાણાનું નામ પડ્યું. ૧૮

---

## પાઠ ૪૫.

### સાબરી પાણીમાં જોતી હતી.

કોઈ સાબરી પાણીમાં જોતી હતી, તે પાણીમાં પોતાનો પડછાયો પડેલો જોઇને ઘણી રાજી થઈ. પછી પગથી તે માથા સુધી નિહાળીને કહેછેઃ— આ હા! મારા માથા ઉપરનાં શીંગડાંનો ભરાવ કેવો છે! તેથી મારૂં મોંહ ઘણું શોભેછે, એટલું કહેતાં તેની નજર તેના પગઉપર પડી. તે ઘણા પાતળા જોઇને કહે છે, મારે સઘળું સારૂં છે, પણ આ પાતળા પગે મને લજવી. મારા પગ એવા કર્યા છે તે કરતાં મુદ્દલે ન હોત તો મારૂં શરીર કેવું સારૂં દેખાત![1] એમ વિચાર કરેછે, એટલે[2] પાછળથી શિકારી કૂતરા દોડતા આવ્યા, તે જોઇને ત્યાંથી જીવ લઇને નાઠી, અને તેઓ તેને ન દેખે માટે ઝાડીમાં નાસવા લાગી. તેથી શીંગડાં એક ઝાડની ડાળીમાં ભરાયાં, તે કાઢવા માટે ઘણીએ ખેંચતાણ કરી પણ નીકળ્યાં નહીં, ને કૂતરા આવી પોહોચ્યા તેમણે તેને પકડી અને મારવા માંડી. તે વખતે પોતાના મનમાં પસ્તાવા લાગી જે, જે પગને હું ધિક્કારતી હતી, અને કહેતી હતી[3] કે તેઓ ન હોત તો સારૂં,[4] તેજ પગે તો મને સંકટમાંથી કાઢી; પણ જે શીંગડાંની હું બડાઈ કરતી હતી, તેણે મને દુઃખમાં નાંખી. એ શીંગડાં ન હોત તો કેવું સારૂં થાત! કહેવત છે કે "**वखाणी खीचडी दांते वळगे.**"[5] આ વાતપરથી સમજવું કે હરેક વસ્તુને વખોડતાં પહેલાં સારીપઠે વિચાર કરવો જોઇએ, કેમકે અવિચારને લીધે

---

૧ Howard's Grammar ભાગ ૧, ૩૪૩–૩૬૯ જૂઓ.

૨ એમ વિચાર કરેછે એટલે, Whilst he is making this reflection, અથવા he had scarcely made this reflection when.

૩ અને કહેતી હતી કે=અને ન વિશે કહેતી હતી કે.

૪ તે ન હોત તો સારૂં, I should be better without them.

૫ "Praised Khichadi will stick to the teeth," *i.e.* Even what we think most of may soon disappoint us.

આપણે કેટલી ફાયદાવાળી વાતને ધિક્કારીને તેની અવગણના કરીએ છીએ, અને શોભાવાળી ચીજો જોઇને તેપર રાજી થઇએ છીએ તો તેથી અંતે હાણ થયાવિના રહેતી નથી.

---

## પાઠ ૪૯.

### જોડા.

જોડા ઘણુંકરીને ચામડાના થાયછે, ને એની તળી બળદ કે ભેંસના જાડા ચામડાની કરેછે. જોડાનું ઉપલું ચામડું અથવા જેને ખાલું કહેછે તે વાછરડાં, ઘેટાં, કે બકરાંના ચામડાનું થાયછે. પહેલાં તો ચામડાપર જે વાળ હોય, તે સાફ કરવામાં આવેછે (to be removed), પછી તેની લીસી નરી તૈયાર થાયછે[1]; તે નરીના મોચી જોડા શીવેછે. જોડાનું તળીઉં તો આખા જાડા ચામડા સરખું જણાયછે,[2] પણ ઘણાં પડ જોડી તે બનાવેલું હોયછે. આપણા પગ નીચે જે તળીઉં આવેછે તે અને બીજું છેક નીચે છે[3] તે બે તળીઆં વચ્ચે ચામડાના કડકા મૂકીને કશાવતી વળગાવી દીધા હોયછે. તળીઆંને ઉપરના ચામડાની જોડે શીવી લેવાને[4] કાલબૂત ઉપર ચડાવેછે.[5] એ કાલબૂત જોડાના આકારનું હોયછે. મોચી સોયવતી જોડા નથી શીવતો, પણ આરે કરીને પહેલાં કાણાં કોચેછે, ને તેમાં સોયાએ કરીને શીવેછે. શીવવાની દોરીને પહેલાં મીણ પાયછે. જોડાની એડીમાં ચામડાની બે ત્રણ ચકતીઓ મૂકીને શીવી લેછે, તેથી એડી ઊંચી હોયછે. ઘણુંકરીને સઘળા જોડાને આગળ ચાંચ ને પાછળ ખડા[6] હોયછે, ને મોં આગળ ફૂલ હોયછે, તેની રેશમે કે ચામડે કોર બાંધેછે.

---

૧=when the currier dresses it, and makes it smooth and even and ready for use.

૨ looks as if it were one piece of thick leather.

૩ બીજું છેક નીચે, the lowest of all. ૪ શીવી લેવાને, in order to stitch.

૫ ચડાવેછે. પાસિવ વૉઇસ વાપરો. ચડાવવું = to fasten.

૬ = The upper passes behind the heel, and terminates at the toe in a peak.

## પાઠ ૪૭.

### લાવરી અને તેના બચ્ચાં. ભાગ ૧.

એક લાવરી જે ખેતરમાં રહેતી હતી તે ખેતર પાક્યું એટલે તેને ચિંતા થઈ જે મારાં બચ્ચાંને પાંખો આવ્યા પહેલાં જો ખેતરવાળો ખેતર કાપવાને આવશે તો કેમ થશે?[૧] પછી તે રોજ ચારો આણવા જાય[૨] ત્યારે બચ્ચાંને કહેતી જાય[૩] જે મારી પછવાડે કોઈ કાંઈ બોલે, તો તે સઘળું માળે આવું ત્યારે મને કહેવું, હો. એક દિવસ ખેતરનો ધણી ખેતરમાં આવીને પોતાના છોકરાને કહે[૨] કે હું જાણુંછું કે આ ખેતર પાક્યું, હવે લણવું જોઇએ.[૪] માટે તું કાલે સવારમાં જઈને આપણા આડોશીપાડોશીને કહી આવજે[૫] કે લણવાસારૂ આવે. આ સઘળું તે બચ્ચાંએ મા ઘેર આવી એટલે તેને કહ્યું,[૬] અને બોલ્યાં (to ask) કે મા, હવે તું અમને ઉતાવળી અહીંઆંથી બીજે ઠેકાણે લઈ જા. મા બોલી બચ્ચાં, નચિંત રહો, કાંકે ખેતરના ધણીએ ખેતર લણવાનો ભરોસો[૭] પાડોશી ઉપર રાખ્યો છે, તેથી હું જાણુંછું જે કાલે કાપણી થશે નહીં. બીજે દિવસે લાવરીએ જતી વખતે બચ્ચાંને રોજની પેઠે કહી મેલ્યું હતું, તે ઉપરથી તે ખેતરનો ધણી શું બોલે છે તે સાંભળવાને ટાંપીને રહ્યાં હતાં. એટલામાં તે ખેતરનો ધણી આવ્યો, અને જેને બોલાવ્યાં હતાં તેની વાટ જોઈ રહ્યો,[૮] પણ કોઈ

---

૧ તો કેમ થશે, What shall I do if અથવા, What will be the consequence if the farmer should &c.

૨ જાય=ભૂતકાળ.

૩ કહેતી જાય, would tell, અથવા, would charge. Howard's Grammar ભાગ ૧, ૪૨૪ જૂઓ.

૪ લણવું જોઇએ, પાસિવ વૉઇસ વાપરો.

૫ નમુનો,—ત્યાં મજુર નવરા બેઠા છે તેને કહી આવ કે કામ કરે, Go and tell that labourer sitting idle there to do his work.

૬ કોઇને વાત કહેવી=to tell.

૭ નમુનો.—આ છોકરાએ અભ્યાસપાઠ લખવાનો ભરોસો પોતાના મોટા ભાઈ ઉપર રાખ્યો છે, This boy trusted to his elder brother that he would write his exercise for him, અથવા This boy depended on his elder brother writing his exercise.

૮ તેની રાહ જોઇ રહ્યો, Waited to see if they would come.

આવ્યું નહીં, અને તડકો પણ થયો. ત્યારે તે છોકરાને કહે,[૨] અરે પાડોશીઉપર વિશ્વાસ રાખવામાં કાંઈ માલ નથી, માટે હવે તું એવું કર કે આપણાં સગાં અને ભાઈભાંડુને જઈને કહી આવ કે તે સવારમાં વેહેલાં ઉઠીને ખેતરની લણણી કરવાને મદદ આવે. [૫]તે સાંભળીને બચ્ચાં ઘણાં બીનાં, અને મા આવી એટલે તેમણે તે સમાચાર માને કહ્યા. ત્યારે તે બોલી, એવું છે[૯] તો તમે બીશોમા, શામાટે જે સગાંની ચિંતા રાખીને તેમના કામમાં પડે એવું બનવું કઠણ, માટે એ પણ એનું કહ્યું ફોકટ જશે.

---

## પાઠ ૪૮.

### લાવરી અને તેના બચ્ચાં. ભાગ ૨.

એવી રીતે બચ્ચાંને ધારણા દીધી, અને ચારો ચરવા જતી વખત તેમને કહી મૂક્યું કે હવે આજ એ ખેતરવાળો જે બોલે તે મન દઈને સાંભળજો, અને હું આવું ત્યારે મને કહેજો. ત્રીજે દહાડે ખેતરનો ધણી ઘણી વારસુધી સગાંવહાલાંની વાટ જોઇને બેશી રહ્યો,[૧] પણ તે કોઈ આવ્યું નહીં.[૨] પછી તે છોકરાને કહે કે કાંઈ ચિંતા નહીં, બીમા, કાલે સવારે દાતરડાં સારાં તૈયાર કરી મેલજે, આપણે આપણે હાથેજ કાપીશું.[૩] એ ખબર બચ્ચાંએ માને કહી, એટલે તે બોલી, બચ્ચાં હવે આપણે અહીંઆં રહેવું નહીં, શામાટે કે કોઈ માણસ પોતાનું કામ પંડે કરવાને નીકળે તો તે ઘણું કરીને પાર પાડે.[૪] પછી તેણે પોતાનાં બચ્ચાં,ત્યાંથી તરત કાઢીને બીજે ઠેકાણે મેલ્યાં. બીજે દહાડે ખેતરનો ધણી અને તેનો છોકરો બે જણે આવીને ખેતરની કાપણી કરી.

---

૯ એવું છે તો તમે બીશોમા, If this is the case, you need not fear.

૧ વાટ જોઇને બેશી રહ્યો, Sat waiting for.

૨ પણ તે કોઇ આવ્યું નહીં, But not one of them came.

૩ આપણે હાથેજ = આપણ પોતેજ.

૪ When any one undertakes his own work himself, he generally does it.

એ વાતઉપરથી સમજવું કે કોઈ કામ કરવું હોય તે જાતે કરવું. બીજાને ભરોસે રહીએ કે તે આવીને કરશે તો તેમાં કંઇ વળે નહીં ; કહેવત છે કે "आप मुआ विना स्वर्गे न जवाय."[૫] તેમજ વળી બીજી કહેવત છે કે "मेघ समान जल नहीं, अने आप समान बल नाहीं."[૬] એટલે બીજું ગમે તેટલું પાણી ખેતરમાં રેડે પણ વરસાદથી જેવું પાકે તેવું કશાથી ન પાકે, તેમ આપણું કામ કરવામાં પણ પોતાનું બળ અથવા પોતાની નજર જેટલું કરેછે તેટલું બીજાઉપર ભરોસો રાખ્યાથી થતું નથી.

---

## પાઠ ૪૯.

### માણસ અને પશુ.

માણસ પ્રાણી ખરૂં, તેમ પશુ પણ પ્રાણી, તોપણ માણસ અને પશુ એકસરખાં છે એવું ઠરતું નથી.[૧] માણસનો આત્મા જૂદો અને પશુ પક્ષીનો જીવ જૂદો.[૨] આ વાતની એક જાહેર સાબિતી એ છે કે માણસને કાયિક બળ થોડું છતાં ઘોડા હાથી જેવાં મોટાં જનાવર ઉપર ધણીપણું કરેછે, અને તેમની પાસે પોતાની સેવા કરાવેછે.[૩] વળી પશુપક્ષી તર્કશક્તિ તથા વાચા વગરનાં છે, પણ માણસ બોલેછે, જ્ઞાન મેળવેછે, અને હુનર શીખેછે. માટે સમજીકે માનવું કે બીજાં પ્રાણીઓ કરતાં માણસ ઉત્તમ છે. આ માણસની ઉત્તમતા તેના દેહથી નથી, પણ તેનાં આત્માના ગુણથી છે. માણસને વિવેક બુદ્ધિ છે એટલે સમજી જાણીને કામ કરેછે, અને બીજાં પ્રાણીઓને પ્રેરણા બુદ્ધિ છે, એટલે પોતાના અન્ય સ્વભાવ પ્રમાણે સમજવિના વધઘટ ન કરતાં, પોતાનાં કાર્ય કર્યાં

---

૫ You must die yourself before you can go to heaven.

૬ There is no water like what falls from the clouds and there is no strength like one's own; *i.e.* if you want a job done well, do it yourself.

૧ એવું ઠરતું નથી, it does not follow that.

૨ નમુનો.—નદીનું નામ જૂદું અને શહેરનું નામ જૂદું, the name of the river differs from that of the town.

૩ સેવા કરાવવી, to exact service, to make serve.

જાયછે. પણ માણસનાં હમેશાં બધાં કામમાં ફેરફાર દેખાયછે. જાનવરો પોતાના માળા એક રીતે બાંધ્યા કરેછે, પણ માણસ પોતાનાં ઘરોની બાંધણીમાં હંમેશાં ફેરફાર કર્યાં જાયછે. માણસ જ્ઞાન વધારી શકેછે, તેમ બીજાં પ્રાણીઓથી થતું નથી.

વળી માણસ અને બીજાં પ્રાણીઓમાં જૂદાઇ છે તેની આ એક મોટી સાબિતી છે કે, માણસ ઇશ્વર વિષે, ધર્મ અધર્મ વિષે, પાપ પુણ્ય વિષે, નીતિ અનીતિ વિષે સમજી શકેછે, પણ બીજાં પ્રાણીઓ એવું કાંઇ સમજતાં નથી, તથા તેઓ એવી સમજણ પામી શકશે નહીં. માણસ પરમેશ્વરની ઇતરાજીથી બીહેછે, અને તેને પ્રસન્ન કરવાના કાંઇપણ ઉપાય શોધેછે, પણ બીજાં પ્રાણીઓમાં એવું કાંઇજ ભાન નથી.

વળી માણસના આત્મા અમર છે, પણ બીજાં પ્રાણીઓના જીવ તેમના દેહના મરવા પછી નાશ પામેછે, તેમજ બીજાં પ્રાણીઓને સારાં માઠાંનું ભાન નથી, માટે તેઓ લેખું આપશે નહીં; પણ માણસને ભલું ભુંડું જાણવાની શકિત છે, તેથી તે પોતાનાં કામોનો હિસાબ આપવા તથા સારૂં નરસું ફળ પામવા લાયક છે, માટે હરેક માણસનો ઇનસાફ ઇશ્વર કરી શિક્ષા કે ઇનામ આપશે.

એ ઉપરથી સમજુક પુરૂષે માની લેવું કે, દરેક માણસને ઇશ્વરે વિવેક બુદ્ધિ અને અમર આત્મા આપ્યો છે ને એમ કરવાથી બધાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ ઠરાવી બધાં જાનવરો ઉપર ધણીપણું* આપ્યું છે. આ તેના બક્ષેલાં દાન આપણે શી રીતે વાપરીએ છઇએ તેનો જવાબ ધણી માગશે.

---

## પાઠ ૫૦.

## બિલાડી ને બગલું.

એક દહાડો બિલાડીને મન થયું કે બગલાને જમવા તેડીને એની જરા ટોળ કરીએ. પછી તેને નોતરૂં દીધું ને તે આવીને જ્યારે ભાણા ઉપર બેઠું ત્યારે છાછરી થાળીમાં ખીર પીરસેલી દીઠી. બગલે ખીર ખાવાને ફાંફાં તો ઘણાંએ માર્યાં, પણ ચાંચ લાંબી,[1] તેથી કાંઈ ફાવ્યું નહીં,

[1] As his bill was long, અથવા On account of his long bill.

ને બિલાડી તો ચપચપ ખાવા મંડી ગઈ. તે માંહે માંહે પેલા પરોણાને પૂછતી જાય[૨] કે કેમ, આજ કેવી મજા પડેછે? રસોઇનો કાંઇ તાલ આવ્યો છે કે નહીં? કેમ, કાંઈ ખાતા નથી વારૂ? બગલું સમજી ગયું કે આ મારી મશ્કરી કરેછે;[૩] પણ ગમ ખાઇ ગયું, ને જાણ્યું અજાણ્યું કરીને તે તક તો ચૂકવી, ને જાણે પોતાને ખાધાની મજા પડી હોય એવું દેખડાવ્યું.[૪] પછી ઘેર જતી વખત બિલાડીને પાછું નોતરૂં દીધું કે કાલે મારે ત્યાં જમવા આવજો, અને તેની સાથે એટલો આગ્રહ કર્યો જે બિલાડીને તે નોતરૂં માન્યાવગર ચાલ્યું નહીં.

બીજે દહાડે બિલાડી બગલાને ઘેર જમવા ગઇ ત્યાં તો એક શિરોઈમાં કેરીનો રસ ભરેલો દીઠો. બિલાડી તો ટગર ટગર જૂએ, પણ એનું કાંઈ વળે નહીં. શિરોઇનું ગળું લાંબું ને સાંકડું, તેથી બિલાડીનું મોં માંહે પેસે[૫] નહીં, ને બગલું તો એની લાંબી ચાંચવડે શિરોઇમાંથી રસ કાઢી કાઢીને ખાતું જાય.[૫] પછી બિલાડીએ સામું જોઇને મોં મલકાવીને કહ્યું કે આજ તમે સ્વાદે જમોછો તેથી હું રાજી થઈ. બગલો બોલ્યો, કાલે તમારે ત્યાં જેવી મને મજા પડી હતી, તેવી આજ તમને પડી હશે.[૬] બિલાડીએ એ વાત સાંભળીને મોં નીચું ઘાલ્યું,[૭] પણ મનમાં તો બહુજ દાઝ ચડી.

---

## પાઠ ૫૧.

### શિયાળ ને બકરો.

એક શિયાળ ને બકરો ચાલ્યા જતા હતા.[૧] તે દહાડે તાપ બહુ પડતો

---

૨ Howard's Grammar, ભાગ ૧. ૪૨૪ જૂઓ.

૩ બગલું સમજી ગયું કે આ મારી મશ્કરી કરેછે, The crane perceived he was being made fun of.

૪ નમુનો.—જાણે પોતાને ભણવાની મજા પડી હોય એવું દેખડાવ્યું, He pretended to look as if he liked going to school.

૫ —ભૂતકાળ.

૬ You have had the same kind of enjoyment that &c.

૭ મોં નીચું ઘાલ્યું, looked down on the ground.

૧ Were travelling together.

હતો તેથી બેઉ તરસ્યા થયા. પાણીની શોધ કરતા હતા, એટલે તેમણે એક ખાઇ દીઠી; તેમાં પાણી હતું તે જોઇને બંને જણે[2] માંહે ભુસ્કો માર્યો. તે પાણી પીને તરશ મટાડી, પણ હવે કેમ બાહાર નીકળવું તેનો મોટો વિચાર પડ્યો.[3] તેમણે ઘણી જુગતી કરી પણ કાંઈ લાગ ફાવે નહીં. છેલ્લે તે લુચ્ચા શિયાળે કહ્યું કે આપણે નીકળવાનો એક ઉપાય છે,[4] તે એ કે તું તારા પાછલા પગઉપર ઉભો રહે, ને આગલા પગ ખાઇના કરાડાસાથે ટેકાવે, તો હું તારાં શીંગડાં ઉપર ચડીને બહાર નીકળી જાઉં. હું ઉપર ગયો એટલે[5] તારાં શીંગડાં ઝાલી ઊંચકી લેતાં મને કાંઈ વાર નથી. તે ભોળે બકરે વાત ખરી માની, પણ એટલો વિચાર ન કીધો કે શિયાળમાં મને ખેંચી કાઢવાને જોર નથી.[6] પછી તે તેપ્રમાણે ઊભો રહ્યો, ને શિયાળ તેનાં શીંગડાંપર ચડીને કુદકો મારી બહાર નીકળી ગયો. વળતી બકરો બોલ્યો કે મને ખેંચી લે. ત્યારે શિયાળે ઉત્તર દીધો કે મૂરખા, તારાં આટલાં વરસ પાણીમાં ગયાં.[7] જો તારી દાઢી વધી છે તેટલી અકલ વધી હોત[8] તો તને વિચાર આવતજ કે તને કાઢતાં ઘણુંજ કઠણ પડે, માટે તારો જીવ ઊગારવાને મારો જીવ જોખમમાં નહીં નાંખું (=નાંખીશ), તોપણ જો તું જીવતો રહ્યો તો મારી આટલી શીખામણ પ્રમાણે ચાલજે કે કોઈ ખાડામાંથી બહાર કેમ નીકળાશે તેનો વિચાર કરીને માંહે કુદકો મારવો. એ શીખામણ ત્યાં એક ગાય બેઠી બેઠી સઘળું[9] જોતી હતી

---

૨ બંને જણે, both of them.

૩ બહાર નીકળવું તેનો મોટો વિચાર પડયો, They were at a loss how to get out. ૪ નીકળવાનો એક ઉપાય છે, There is one way for getting out.

૫ હું ઉપર ગયો એટલે તારાં શીંગડાં ઝાલી ઊંચકી લેતાં મને કાંઇ વાર નથી, Once I am out, there will be nothing easier than to pull you up by the horns.

૬ ભાગ ૨, બોધપાઠ ૨૦ જૂઓ.

૭ You have lived so many years to no purpose.

૮ નમુનો,—અંગ્રેજી ભણ્યા એટલી ગુજરાતી ભણ્યા હોત તો હાલ તે ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કીધું હોત, If you had studied Gujarati as much as you have studied English, you would by this time have acquired a respectable knowledge of that language.

૯ ત્યાં બેઠી બેઠી, lying there. ચોપગાં જાનવર વિષે, to sit, ક્રિયાપદ ન વપરાય. સઘળું જોતી હતી, was observing all that took place.

તેણે સાંભળી ત્યારે તે બોલી કે લુચ્ચા ને આપમતલબી શિયાળના જેવી મારી બુદ્ધિ નહીં થાઓ;[10] ગમે તો ભોળા ને મૂરખ બકરા જેવી બુદ્ધિ થાઓ, કેમકે લોક મને લુચ્ચો લેખે તે કરતાં મૂરખ લેખે તો ફિકર નહીં.[11]

## પાઠ ૫૨.

### પરમેશ્વરના ને માણસના બનાવેલા ઘાટ.[1]

પરમેશ્વરજ[2] સરજી શકેછે, એટલે કંઈ નહીં હોય ત્યાં તે પેદા કરી શકેછે. માણસ તેમ કરી શકતો નથી, મૂળમાં કંઈ નહોતું, તોપણ વસ્તુ માત્ર પરમેશ્વરે સરજી. પૃથ્વી, ચંદ્ર, સૂરજ, તારા, ને બીજું બધું પરમેશ્વરે સરજ્યું છે.

પરમેશ્વરે જે ચીજો મૂળથી સરજી મૂકી છે, તેને તરેહ તરેહથી ગોઠવીને તથા મેળવીને માણસ નવા નવા ઘાટ કરેછે.[4] કપાસના છોડથી રૂ કાઢે, તેનું સૂતર કાંતે, સૂતરનાં લૂગડાં વણે, તે લૂગડાં દરજી શીવે ત્યારે તેનો અંગરખો થાય.[5] પાઘડી રંગેછે એ રંગ ઝાડમાંથી કે જીવડામાંથી નીકળેછે. પણ અંગરખું કે પાઘડીનો જરાએ જરા ભાગ[6] આગળ પૃથ્વીમાં હતો, માણસે તેને માત્ર ગોઠવ્યા છે.

તેમજ જૂઓ ખાંડ લઈએ.[7] ભોંયમાં ઊગેલી શેરડીને ઉખેડેછે. તેનાં કટકા કરીને પીલીને રસ કાઢેછે. એ રસને વાસણમાં ભરીને ગાળેછે,

---

૧૦ Howard's Grammar ભાગ ૧, ૪૨૯ જૂઓ.

૧૧ લોક મને લુચ્ચો લેખે તે કરતાં મૂરખ લેખે તો ફિકર નહીં, I should prefer people to regard me as a fool rather than as a rascal.

૧ What God has made and what man makes, અથવા, Nature and Art.

૨ નમુનો.—આ કામ તમેજ કરી શકો, None but you can do this.

૩ કંઈ નહીં હોય ત્યાં પેદા કરવું, to create where nothing existed before.

૪ નવા નવા ઘાટ કરેછે, gives them new forms.

૫ ત્યારે અંગરખો થાય. આ પેહેલાં આવશે, Before man can make a coat he must separate the cotton &c.

૬ જરાએ જરા ભાગ આગળ પૃથ્વીમાં હતો, There is not a single part but existed before.

૭ તેમજ જૂઓ ખાંડ લઈએ, such is the case also with sugar.

પછી ઉકાળેછે, ને ઉકળતાં જેમ જેમ ઉપર મેલ આવતો જાયછે તેમ
કાઢી નાંખેછે. પછી તેને ધીમે આંચે રાખેછે, એટલે તેમાંનું પાણી
૧૫ બળી જાયછે ને બાકી રહેછે તે ખાંડ. એ રીતે ઉકાળતાં બરાબર નથી
આવડતું, ત્યારે ગોળ થાયછે. આપણે કહીએ છીએ કે ખાંડ કે ગોળ
આદમીએ કીધો; પણ એ તો શેરડીમાં હતાંજ; તેમાં[૮] પાણી ને કૂચા
મળેલા હતા તે માણસે કાઢી નાંખ્યા ને મીઠી વસ્તુ[૯] રાખી. એ પ્રમાણે
જે જે વસ્તુ છે તે સર્વ પરમેશ્વરે પેદા કરી છે; ને તેમાં સઘળા ગુણ પણ
૨૦ તેણેજ મૂક્યા છે. આદમી તો ગોઠવેછે, મેળવેછે, અથવા ઘાટ કે રૂપ
૨૧ બદલેછે.

---

૮ તેમાં મળેલા; અંગ્રેજીમાં, તે સાથે મળેલા, mixed with.

૯ મીઠી વસ્તુ, what was sweet, અથવા, the sweet. ભાગ ૨, ખંડક ૧૭ જુઓ.

# કોષ.

## THE VOCABULARY.

---

અક્કલ, sense, intelligence.
અકળાવું, not to know what to do.
અકેક, each, each singly.
અકેક જણ, each one.
અક્ષય, imperishable, everlasting.
અગથીઉં, "agathiun."
અચંબો પામવો, to be astonished.
અજાણ્યું માણસ, a stranger.
અડવું, to touch.
અણસમજુ, ignorant.
અતિશે, too much.
અતિશે છેટે, at a very great distance.
અદેખાઈ કરવી, to cherish envy, to be envious.
અદેખું, envious.
અધર, without support.
અંધારું, (*adj.*) dark, (*noun*) darkness, the dark.
અનાદિ, eternal.
અનીતિ, vice, immorality.
અનુગ્રહ, mercy, grace.
અનુમાન, conclusion.
અનુમાન કરવું, to conclude.
અનેક, several, numerous.
અપરાધ કરવા, to commit trespasses.
અમર, immortal, undying.
અર્ધો, an eight-anna piece.
અરે, (*noun*) pity.
અરે, (*interj.*) alas.
અરે નીચ, you nasty cur.
અલ્લાયો, a hook, a bracket, a curved stroke.
અવગણના કરવી, not to appreciate, to depreciate, to undervalue.
અવતરવું, to be born.
અવિચાર, thoughtlessness.
અંશ, a part.
અસર થવી, to receive an impression, to be impressed by.

અસલ, original. અળવી, alvi.

આકાર, shape, form.
આખું, the whole.
આગલો દાંત, a front tooth.
આગલો દિવસ, the previous day, the day before.
આગળ, (*adv.*) on.
આંગળી કરી દેખાડવું, to point at.
આંગળું, a toe.
આગ્રહ, importunity.
આંચ, a shock.
આચરણ, life, conduct.
આડોશી પાડોશી, all the neighbours.
આણવું, to bring, to fetch.
આત્મા, the soul, spirit.
આથમવું, to set.
આધાર, support.
આપણે અહીયાં, with us.
આપમતલબી, selfish.
આર, an awl.
આરામ પામવો, to take repose.
આવકાર દેવો, to welcome.
આવતી દુનીઆ, the next world, the world to come.
આવતું વર્ષ, the next year.
આળોટવું, to roll about.

ઈતરાજી, displeasure.
ઇંદ્રી, an organ of sense.
ઈનામ, a reward.
ઈમારતનું કામ, building.

ઉકળવું, to boil, ઉકાળવું, to boil.
ઉકળતું, boiling.
ઉખેડવું, to dig up.
ઉગરવું, to escape.
ઉગવું, to rise.
ઉગવું નિપજવું, to grow.
ઉડાવી નાંખવું, to squander.
ઉડીજવું, to fly away.
ઉતરવું, to enter.
ઉતાવળ, haste, passion.
ઉત્તમ, superior (to).
ઉંધું, upside down, with the mouth downwards.
ઉપકાર કરવો, to do good to, to serve.
ઉપકાર માનવો, to thank, to be grateful to.
ઉપયોગી, useful.
ઉપર આવવું, to rise to the top.
ઉપર થઈને, over.
ઉપરથી, from.
ઉપાડવું, to keep, to lift.

ઉભું રહેવું, to stand up, to rise, to get up.
ઉલટું, on the contrary.
ઉલંઘન, transgression.

**એકજ**, the same.
એકઠું, together.
એકઠું કરવું, to collect, to put together.
એકઠું મેળવવું, to unite, to join.
એક તોલા સુનાનું રૂપું, silver worth a tola of gold.
એકલું, alone.
એકવડું, single.
એક સરખું, the same, equal.
એટલા માટે, therefore.
એટલે, that is to say.
એડી, the heel.
એનોએજ, that very.
એમજ, so also, in the same way.
એવામાં, on such an occasion, in such circumstances.
એવામાં, just then, at this juncture.

**ઓગળવું**, to melt.
ઓલવવું, to extinguish, to put out.
ઓલવાવું, to go out, to be extinguished.

**કંઈ ચિંતા નહીં**, it's no matter.
કંઈ પીલાશપર, somewhat yellow, yellowish, of a light yellow colour.
કકડો લાડુ, a piece of a "ládu"
કટાવું, to rust.
કંટોલાં, "kantolans."
કંઠી, a necklace.
કડકા કરવા, to get into pieces.
કડકા કરવા, to break into pieces.
કડકો, a bit of.
કડવું લાગવું, to displease.
કડું, an iron ring.
કડો, a "kado."
કઢાયું, a boiler.
કઢી, butter-milk curry.
કંદ, a tuber.
કંદોરો, a waist-band.
કને, near, beside.
કનેથી નાસવું, to run away from.
કરગરવું, to beseech, to entreat.

કરડવું, to gnaw, to bite.
કરડી નજર, a look of displeasure.
કરાડો, a bank, a precipice.
કરાવવું, to cause to do.
કરાં, hail, hail-stones.
કરોડ, a fin. કલાઈ, tin.
કશું, any, કશુંએ, at all, કશું નહીં, none.
કસબ, gold-thread.
કહી આવવું, to go and tell.
કહેવત, a proverb.
કાંઇ, somewhat, a little.
કાટ, rust.
કાઢવું, to take out, to deliver.
કાઢી મૂકવું, to put out, to drive out.
કાણું કોરવું, to bore a hole.
કાતરવું, to shear, કાતરી લેવું, to shear off.
કાંતવું, to spin.
કાતરી નાંખવું, to gnaw in pieces.
કાપણી કરનાર, a reaper.
કાબર, a maina.
કામનું નહીં, useless.
કામમાં આવવું, to be used, to be useful.
કામ સારવું, to serve instead of, to serve the purpose of.
કામળી, a shawl, a wrapper.
કામળો, a blanket.
કાયિક, bodily, corporeal, physical.
કારેલાં, " káreláns."
કાલબુત, a last.
કાલાવાલા કરવા, to beseech, to entreat.
કાંસું, bronze.
કીરપાલ, kind to, gracious.
કુમળું, tender.
કુરકુરીઉં, a pup, a puppy.
કુચા, fibres, the woody part.
કૃપાળુ, merciful, gracious.
કેટલેક દહાડે, in a few days.
કેડે, in, at the end of.
કે તેથી કરીને, in order that.
કેણીમેર, in what direction.
કેમેકરતાં, in any way at all.
કેરીનો રસ, mango-juice.
કેવું પાપ, what crime.
કેળું, a plantain.
કોઈ નહીં, nobody, none.
કોઇને મોહોડે સાંભળવું, to hear from somebody.
કોટ, a border.
કોઠો, the stomach.

કોતરવાનું કામ, engraving.
કોપવું, to be angry with.
કોર, gold lace.
કોર બાંધવી, to bind.
કોળું, a pumpkin.
ક્ષણિક, transient, perishing, momentary.
ક્ષમા કરવી, to forgive, to pardon.

ખડો, the heel part of the vamp.
ખદખદતું, boiling, scalding hot.
ખપનું, important.
ખભો, a shoulder.
ખરી રીતે વાપરવું, to make a proper use of.
ખરૂં ખોટું, right and wrong.
ખરે ખરૂં, real, true.
ખાઈ રહેવું, to finish eating.
ખાઈ, a pit.
ખાણ, a mine.
ખાતરી હોવી, to be assured, to know certainly.
ખાધેલું, food.
ખાબોચીઉં, a bog.
ખારીલું, envious.
ખારેક, a date.
ખાલી જગા, a vacant space.
ખાલું, a vamp.
ખાળવું, to prevent (from).
ખીર, broth, soup.
ખુબ, a great deal.
ખેંચ તાણ કરવી, to pull and tug.
ખેંચી કાઢવું, to pull out.
ખેંચી બાંધવું, to tie tight.
ખેંચી લેવું, to pull up.
ખેતરને પાણી પાવું, to irrigate land.
ખોટું પડવું, to appear false.
ખોદવું, to cut, to dig.
ખોપરી, a skull.
ખોવાવું, to be lost.
ખોળી કાઢવું, to find out, to discover.

ગગન, the sky.
ગટકરી જવું, to eat up, to bolt.
ગટ લેવું, to be swallowed.
ગણવું, to think of, to reckon, to estimate.
ગભરાઈ જવું, to be alarmed.
ગમ ખાઈ જવું, to say nothing, to suppress one's grief.
ગ્રહ, a planet.

ગરીબ, quiet.
ગરીબડો જેવો ઉંદર, a wretch of a rat.
ગળું, the throat, the gullet, the neck.
ગળેપડુ, one who makes a false charge, a false accuser.
ગળ્યું લાગવું, to taste sweet.
ગાંઠા ગાંઠાવાળું, knotted, full of knots.
ગાલ, the cheek.
ગાળવું, to strain.
ગાળાગાળી, abusive language, scolding.
ગુણ, a quality, a property.
ગુણ કરવો, to do a good turn to.
ગુનો, an offence, a crime.
ગુરૂ, a teacher, an instructor.
ગુવાર, vetches.
ગેલ કરવી, to play.
ગોખલો, a cavity.
ગોઠવવું, to arrange, to dispose.
ગોરૂં, white, fair.
ગોળ, Indian sugar, molasses, jaggery.
ગંજી, a hay-rick, a hay-stack.
ગંધક, sulphur.

**ઘટતો ઉપાય**, a proper remedy.
ઘટા, a close mass of leaves
ઘડતર, malleable.
ઘડવું, to form, to make.
ઘડિયાળની શીશી, an hour-glass, a sand-glass.
ઘણા જુના કાળમાં, in very remote ages.
ઘણા જોરથી, with much violence.
ઘણી કિમ્મત બેસવી, to cost a great deal.
ઘણું, too much.
ઘર, a hole.
ઘાટ, external appearance.
ઘાટ ઘડાય એવું, that may be forged.
ઘાયલ, wounded.
ઘુરકવું, to growl at.
ઘેટી, a ewe.
ઘેલું, foolish, stupid.

**ચકતાજેવું**, like a circle, round and flat.
ચકિત, a piece.
ચટકો ભરવો, to pinch, to bite.
ચઢવું, to become soft and

fit for eating, to go up, to ascend.

ચણિયાનું નાડું, the string of a petticoat.

ચપચપ ખાવું, to eat up, to gobble up.

ચપટું, flat.

ચરૂ, a boiler, a pot.

ચલાવવું, to make to go, to propel.

ચાખવું, to taste.

ચાંચ, the bill of a bird, a peak.

ચાટલું, a mirror, a looking-glass.

ચાદર, a sheet.

ચારો, food.

ચાલવું નહીં, cannot help (with present participle); cannot but (with infinitive).

ચાવવું, to chew.

ચિત્ત દઈને, attentively.

ચુલો, a hearth, a grate, a fire-place.

ચૂકવવું, to let pass.

ચૂકવું, to neglect, to forget.

ચોકઠું, a frame.

ચોખ્ખું, pure.

ચોંટી રહેવું, to adhere.

ચોંટતું, adhering.

ચોળા, beans.

ચંચળ, active.

છાછરું, shallow.

છાજલી, eaves, a roof.

છાંટો, a spark, a drop.

છાનું માનું, quietly.

છાંયડો, a shade.

છેટે, away from us, at a great distance.

છેડવું, to meddle with, to injure.

છેલ્લે, at last, finally.

જડવું, to be found.

જણસ, an object.

જતન થવું, to be protected.

જતાં, in going.

જંપવું, to be satisfied.

જબરૂં, large, deep.

જમણી આંખ ફુટેલી, blind of the right eye.

જમવા તેડવું, to invite to dinner.

જરાએજરા, every single.

જરૂર, necessity, need.

જવા પામવું, to be admitted, to enter.

જવાબ માંગવો, to call to account for.
જ્વાળામુખી પર્વત, a volcano, a burning mountain.
જવું, to go, to pass.
જાગી ઉઠવું, to start up.
જાણવું, to take for.
જાણવું, ધારવું, to conclude.
જાણ્યું અજાણ્યું કરવું, not to take notice of, to take no notice of.
જાતે, in reality, in their nature.
જાદુગર, a sorcerer.
જાંબુ, a plum.
જાળ નાંખવી, to set a net, to lay a snare.
જાળવવું, to protect.
જાહેર, obvious, manifest.
જીવડું, an insect.
જીવતદાન આપવું, to spare one's life.
જીવ લઈને નાસવું, to escape.
જુક્તિ કરવી, to try a plan.
જૂઠું, a lie, a falsehood.
જૂઠું બોલવું, to tell a lie, to tell lies.
જુદાઈ, distance.
જુદું, separate, distinct.
જુદું પાડવું, to separate.
જેમ—તેમ, just as—so.
જેમતેમ, as.
જોખમમાં નાંખવું, to risk, to endanger.

ઝટ લઈને, instantly, at once, without any trouble.
ઝડપથી, swiftly, fast.
ઝમવું, to pass through, to ooze through.
ઝાકળ, dew.
ઝાંખું, ashamed.
ઝાડો જોવો, to search.
ઝાંપ, a gin, a snare.
ઝાલવું, to seize, to hold, to lay hold of.
ઝાલર, a fringe.
ઝીણું, fine.

ટગર ટગર જોવું, to gaze at.
ટટાર, erect, upright.
ટપકું, a drop.
ટાઢું પાડવું, to let cool, to cool.
ટાઢે મરવું, to starve with cold, to die of cold.
ટાળવું, to remove, to save from.
ટીપવું, to beat, to hammer.

ટેકાવવું, to rest on.
ટેકો, a prop, support, assistance.
ટેટો, a berry.
ટેરવું, the end of the finger.
ટોળ કરવી, to practise jokes on.

ઠરવું, to freeze, to congeal, to condense.
ઠલવાવું, to trickle through.
ઠાર, frost.
ઠાવકું મોઢું, a solemn look.
ઠોકવું, to knock, to beat.

ડાંખળું, a stalk.
ડાઘ, a spot, a stain.
ડાચું, a jaw.
ડાબે પગે ખોડું, lame of the left leg.
ડાળું, a branch, a bough.
ડાહાપણ, cleverness.
ડાહી વાત, a good advice.
ડોક, the neck.
ડોળા, the eye-balls.

ઢોર, cattle.
ઢોળાવું, to be spilled.

**તક**, an occasion.

તડકો, the heat of the day, the hottest part of the day, sunshine.
તણાઈ જવું, to be carried away.
તપાવવું, to heat.
તપાસ, inquiry.
તપાસ કરવાની ટેવ, the habit of observation.
તપાસ કરવી, to examine.
તપેલી, a pot.
તમર ખાવી, to become giddy.
તરણું, a straw.
તરણું સરખું, so much as a straw, apparently useless.
તરત બુદ્ધિ, presence of mind.
તરવું, to float.
તરસ મટાડવી, to quench one's thirst.
તરસ્યું, thirsty.
તર્કશક્તિ, reason.
તરેહતરેહથી, in different ways.
તળવું, to roast, to fry.
તળાવ, a tank, a pond, a lake.
તળી, a sole.
તળે, under.
તાણી જવું, to carry away.
તાંતણો, a fibre, a thread.
તાંદુલજો, "tánduljo."

તાપ પડવો, to be hot, to be sultry.
તાંબાકુંડી, a copper-pot, a pan.
તાંબું, copper.
તાર, a wire.
તાલ આવવો, to be agreeable.
તાલેવર, a wealthy person.
તાસક, a lid.
તાળવું, the palate.
તુવેર, "tuver."
તેજ, the same; light, brightness.
તેજપ્રમાણે, in the same way.
તેડી જવું, to lead, to conduct.
તોઈ, gold-border.
તોએ, yet.
તોડ કહાડવો, to decide.
ત્રાજુડી, a balance, a pair of scales.

થઈ જવું, to become.
થઈ રહેવું, to be formed.
થડ, a stem, the trunk of a tree.
થવું, to become, to grow.
થાળી, a plate.
થીર, at rest, motionless.
થોડું ઘણું, whatever.

દડીઓ, a cup of leaves.
દબાવવું, to cut, to press down.
દમ લેવો, to breathe.
દયા, kindness, goodness.
દયા રાખવી, to be kind to, to pity.
દરપણ, a table-mirror.
દળાવું, to be ground.
દાખલો, a proof, an illustration.
દાઝ ચડવી, to feel angry.
દાઢ, a molar.
દાતરડું, a reaping hook, a sickle.
દાબડો, a box, a case.
દાબણ કરવું, to apply pressure.
દાબવું, to squeeze.
દિવસે, in the day time.
દુકાલ, a famine, a dearth.
દુઃખ, trouble.
દુઃખ દેવું, to harm, to injure.
દૃષ્ટાંત, a figure, a metaphor.
દેખીતાં, to look at.
દેવું, to let, to permit, to allow.
દૈહિક વિષય, carnal appetite.
દૌગાઈ, rudeness.
દોડાદોડ કરવી, to run about.

દોરી, a thread, a string.
દોલત, a treasure, riches.
દોષી, guilty.
દ્વેશ કરવો, to cherish enmity, to hate, to abominate.

ધગધગતો, burning, red-hot.
ધડધડ વેહેવું, to flow down rapidly.
ધડાકો, an eruption.
ધણીપણું, lordship, mastery.
ધણીપણું કરવું, to have in subjection.
ધર્માધર્મ, right and wrong.
ધાબળી, a muffler.
ધારણા, an opinion.
ધારણા દેવી, to express an opinion.
ધારીધારીને જોવું, to look at attentively.
ધિક્કારવું, to despise.
ધીમી આંચ, a slow fire.
ધીમેધીમે, by degrees.
ધીરજ રાખવી, to wait for.

નક્કી થવું, to be evident.
નચિંત રહો, never mind.
નજર, sight, vision.
નજર ચૂકાવવી, to conceal something from the sight of, to deceive.
નદી ઉતરવી, to cross a river.
નધણીઆતું, without an owner, has no owner.
નરક, hell.
નરદમ, pure.
નરસું ફળ, punishment.
નરી, a prepared skin.
નવાઈ છે, is wonderful.
નવાઈ લાગવી, to be astonished.
નસકોરૂં, a nostril.
નહાવાનું પાણી, boiling water.
નહીં તો, else, if not.
નાડી, the pulse.
નાદાન, childish, thoughtless.
નાનપણ, childhood.
નાનું ઘડિયાલ, a watch.
નાનું સરખું, small-looking.
નામ પાડવું, to call.
નારંગી, an orange.
નાશ પામવું, to cease to exist, to perish.
નિર્વિકારી, unchangeable.
નિર્દોષ ઠરાવવું, to clear, to justify.
નિરાકાર, without bodily parts.

નિરાશા, disappointment.
નિષ્કલંક, spotless.
નિહાળવું, to gaze at, to look at attentively.
નીકળવું, to go out, to get out, to become, to turn out.
નીચ કામ, a base action.
નીચું નમવું, to descend, to be too heavy.
નીચેનું, the following.
નીતિ, virtue.
નોંધી રાખવું, to mark down, to keep count.
નોહોતરૂં, an invitation.
નોહોતરૂં માનવું, to accept an invitation.
ન્યાય, justice.

પગ આગળ, at his feet.
પગનું તળિયું, the sole of the foot.
પછી, afterwards.
પડ, a ply, a layer.
પડછાયો, a likeness, an image, a reflection.
પતરૂં, a sheet of metal.
પતંગિયું, a butterfly.
પરમાત્મા, the Supreme Spirit.
પરલોક, the next world.
પરીપૂર્ણ, full of, abundant in.
પરોણો, a guest.
પલકભર, for a moment.
પલ્લું, a scale.
પશુ, a beast.
પશુપક્ષી, the lower animals.
પસ્તાવું, to have remorse, to repent.
પાકવું, to grow, to ripen.
પાંખ આવવી, to be fledged.
પાછળ, behind, on the other side.
પાછલો પગ, a hind foot.
પાછલો દાંત, a back tooth.
પાછું વળવું, to be reflected.
પાડ માનવો, to thank, to acknowledge one's kindness, to be grateful to.
પાતળું, thin, rare.
પાંપણ, the eyelashes.
પાપી, wicked, bad, sinful, guilty.
પારખી રાખવું, to observe minutely.
પાર, a bank, a side.
પાલવ, gold-ribbon.
પાળવું, to obey, to fulfil, to observe.

પાલો, herbs.
પાવલી, a four-anna piece.
પાસે, at hand, near.
પાસે પાસે રહેનારા, near neighbours.
પીરસવું, to serve, to serve up.
પીલીને રસ કહાડવો, to press out the juice, to extract the juice.
પુનમ, full-moon.
પૂંછડી હલાવવી, to wag the tail.
પૂજવું, to worship.
પૂરૂં, complete, perfect.
પેટારો, a chest.
પેઠે, like.
પેણો, a pan.
પેદા કરનાર, a creator, the Creator.
પેદા કરવું, to create.
પેલું, the.
પેસ નીકળ કરવું, to go in and out.
પેહેરવેશ, a dress, clothes.
પેહેરવું–ઘાલવું, to wear.
પેહેરો, a guard.
પોઈ, "poi."
પોતાની જાતે, one's self, the person himself.
પોપચું, the eyelid.
પોપટ, a parrot.
પોસો, both hands.
પંજો, a paw.
પંડે-જાતે, one's self, himself, herself, itself, &c.
પ્રદક્ષિણા ફરીવળવું, to double, to sail round, to move round.
પ્રભૂ, the Lord.
પ્રસંગ, an opportunity.
પ્રસન્ન કરવું, to please.
પ્રાણી, an animal.
પ્રેરણાબુદ્ધિ, instinct.

ફરવું, to go about.
ફરિયાદ કરવી, to lodge a complaint.
ફળિયું, a street, a part of a town.
ફળ, fruit, consequence.
નરસું ફળ, punishment.
સારૂં ફળ, reward.
ફાંટો, a shoot, a branch.
ફાટાં તૂટાં લૂગડાં, tattered clothes, rags.
ફાંફાં મારવાં, to make ineffectual exertions.
ફાયદાવાળું beneficial.

ફાવવું, to succeed.
ફિકર, anxiety, care, concern.
ફિકર રાખવી-હોવી, to be anxious, to think about, to care for.
ફુગ્ગો, a bladder.
ફુલવું, to expand, to be distended.
ફેફસું, the lungs.
ફેરફાર, alteration.
ફેરો, a revolution.
ફેલાવું, to spread out to a great distance.
ફોકટ જવું, to go for nothing.
ફોલવું, to shell.

બક્ષવું, to bestow, to confer on.
બગલું, a crane.
બચકું ખાવું, to take a bite out of.
બચકું ભરવું, to bite.
બચ્ચું, a young one.
બડાઈ મારવી, to boast about, to be proud of.
બદલો વાળવો, to return, to requite, to do a kindness to.
બનાવવું, to form, to make.
બને તો, if possible.
બપોરે, at mid-day.
બફારો, sultriness.
બમણવું, to hum.
બરડ, brittle.
બરફ, ice, snow.
બરાડવું, to roar.
બળતો પથરો, a red-hot stone.
બળવું, to grieve, to be grieved.
બળી જવું (પાણી), to evaporate.
બાકીનું, the rest.
બાઝવું, to bear, to produce.
બાંધણી, structure, construction.
બાપડું, a poor creature.
બારણાં, the doors and windows.
બિચારું, poor.
બિચારો, the poor man.
બીજા કેટલાએક, some others.
બીજું કંઈ, something else.
બીજું બધું, everything else.
બીડ, a meadow.
બીબ, a disk.
બુદ્ધિ, wisdom, nature.
બૂમ પાડવી, to cry out.

બેવડું, double.
બેસાડવું, to make sit down.
બોચી, the back of the head.
બોલી, speech.
બોળવું, to dip.

**ભક્તિમાનનું ક્ષેત્ર**, field of the pious.
ભઠ્ઠી, a furnace.
ભડકો, a flame.
ભણી, towards.
ભમર, the eye-brows.
ભરતરનું લોઢું, cast iron.
ભરવું, to embroider, to fill.
ભરાઈ રહેવું, to remain confined.
ભરાવવું, to be caught.
ભરોસો રાખવો, to trust to.
ભલું, virtuous, good.
ભલું બુરું, good and evil.
ભાગ, a portion.
ભાજી, pot-herbs.
ભાઠું, a sand-bank.
ભાત ભાતનાં, various, different.
ભાન, knowledge, consciousness.
ભારી, a bundle.
ભીંડા, " bhindis."
ભીનું, wet, moist.
ભુંડી દશા થવી, to fare ill, to go to the dogs.
ભુંડું, bad words, (*adj.*) vile.
ભુસકો મારવો, to jump, to leap.
ભૂખે મરવું, to die of hunger.
ભેળ, a mixture.
ભોટીલું, a whelp.
ભોંયરૂં, a cellar.
ભોળું, simple, foolish.

**મગજ**, the brain.
મંગાવવું, to ask for, to cause to be brought.
મછવો, a boat, a lighter.
મંદરોશ, slow to anger, forbearing.
મઝા, pleasure.
મધમાખી, a bee.
મન દેઈને, attentively.
મનમાં સમજવું, to understand, to acknowledge.
મનમાં કહેવું, to say to one's self.
મન થવું, to desire, to resolve.
મનાવવું, to convince.
મને સુજેછે, I can see.
મળેલું, mixed with.
મશ્કરી કરવી, to make fun of.

મહાખોટું, some disaster.
મહારાજ, his majesty.
મહિમા, glory, majesty.
માઠું કામ, a wicked act.
માઠું લાગવું, to be offended.
માણસનું, human.
માથા ઉપર, over-head.
માથાકુટ, labour, trouble.
માથાનું તાળવું, the crown of the head.
માંદું પડવું, to be ill.
માન આપવું, to show respect to.
માનવું, to confess, to heed, to believe in.
મારામારી, fighting.
મારી પછવાડે, in my absence.
મારે ત્યાં, at my house, with me.
માર્ગ, a path.
માલ નથી, it is useless to, there is no use in.
માલમ પડવું, to find.
માવું, to be contained.
માળ, a ceiling.
માંહે, in the inside; માંહેથી, from within.
મીણ પાવું, to wax.
મુઠી, a fist.
મુડદું, a corpse.
મુદલ, at all.
મૂછો, mustaches.
મૂછોના થોભા, whiskers.
મૂઢનીપેઠે, like a statue.
મૂળ, a cause.
મૂળમાં, originally, at first.
મેહેનત પડવી, to be difficult.
મો, the face, the countenance.
મોં આગળ, on the top.
મોંઘી ધાતુ, precious metals.
મોંઘું મોઘું, most precious.
મોચી, a shoe-maker.
મોટપણુ, manhood.
મોટું વાગતું ઘડિયાળ, a clock.
મોતીના દાણા, pearls.
મોં મલકાવીને, with a smile.
મોહર, a mohur.

યુક્તિ, a device, a contrivance.

**રખેવાળી કરવી**, to take care of.
રંગ, colour.
રંગ ચઢાવવો, to dye.
રજ, dust.
રતાંધળો, night-blind.

રતાળુ, a yam.
રમુજ પડવી, to be amused.
રસ્તે ચાલવું, to walk along the road.
રક્ષણ, protection.
રાખી મેલવું, to place.
રાજા સાહેબ, your royal highness.
રાજી, willing.
રાજી થવું, to be pleased, to consent to.
રાક્ષી, a canine tooth.
રીંગણું, a brinjal.
રીતભાત, manners and customs.
રૂપ, a form.
રેડવું, to pour.

લઈજવું, to take away, to remove.
લગણ જવું, to reach, to touch.
લજાવવું, to make ashamed.
લણવું, to cut, to reap.
લપેટી લેવું, to roll round.
લાકડાં, wood.
લાગ, an opportunity.
લાગવું, to begin, to touch.
લાગ ફાવવો, to be able to lay hold of something.
લાદવું, to load, to lade.
લાંબું થઈને સુઈજવું, to lie down at one's full length.
લાલાશપર, reddish.
લાવને, deliver up.
લાવરી, a lark.
લાળ, saliva, spittle.
લીલવા, seeds.
લીસું, smooth.
લુચ્ચાઈ, roguery; લુચ્ચું, wicked.
લેખવું, to regard.
લેખું આપવું, to give account to, to be responsible.
લોક, world.

વખોડવું, to blame, to condemn.
વગડું, the country, a desert.
વગરનું, without, destitute of.
વચમાં પડવું, to interfere.
વટાણા, peas, pease.
વડવાઈ, the pendant branches.
વડનું ઝાડ, a banyan tree.
વડે, by means of.
વઢવાડ, strife, quarrelling.
વઢવાડની પંચાયત કરવી, to de-

cide a quarrel, to settle a dispute.
વઢી પડવું, to fall out, to quarrel.
વણવું, to weave, to plait, to twist, to make clothes.
વતી, with, by means of.
વધ ઘટ, increase or diminution.
વધી પડવું, to increase.
વન, a forest.
વરાળ, steam, vapour.
વર્ણન, a description, an account.
વળગવું, to seize hold of.
વળી, besides, moreover.
વલે, condition.
વળેલું, bent, crooked.
વહાણ, a ship.
વા, air, the air.
વાઘરી, a bird-catcher, a fowl-keeper.
વાચા, speech, the faculty of speech.
વાજબી, right, what is right.
વાટ જોવી, to wait for.
વાણિયો, a merchant, a trader.
વાત, a story.
વાંધો, a dispute.
વામ, a fathom.
વાયરો, wind.
વારુ, very well.
વારેઘડીએ, frequently.
વાર્તા, a history.
વાલની પાપડી, pods of kidney beans.
વાસ, smell.
વાસવું, to shut, to close.
વાહાલું, winning.
વિકાર, evil.
વિચાર્યું, resolved, concluded.
વિલાયત, Europe.
વિલાયતી કોલસા, coals, charcoal.
વિવેકબુદ્ધિ, reason.
વીંજણો, a fan.
વૃથા, for nothing.
વેગળેથી, in the distance.
વેચવું, to sell.
વેંચવું, to divide.
વેલો, a creeper.

શાક, vegetables.
શાબાસી આપવી, to applaud.
શાબિતિ, a proof.
શામળું, dark, black, sable.
શિકારી કૂતરો, a hound.

શિખામણ, an advice, a counsel, instruction, a lesson.
શિંગ, a seed-pod, a pod.
શિયાલ, a fox.
શિયાળો, the cold season, the winter.
શિરોઈ, a jar.
શેખી કરવી, to boast, to vaunt one's self.
શેતરંજી, a carpet.
શેતુર, a mulberry tree.
શેરડી, a sugar-cane.
શોધ કરવો, to search.
શોભવું, to appear elegant.
શોભાવાળું, ornamental.
શ્વાસોશ્વાસ, breath.
શ્વાસોશ્વાસ કરવો, to breathe.

સંકટ, difficulty, trouble.
સકરિયું, a sweet-potatoe.
સગાં અને ભાઈ ભાંડુ, friends and relatives.
સગાંવહાલાં, relatives and friends.
સડ સડ કરતું ઉતરવું, to flow down in streams.
સઢ, a sail.
સતનું ટેકાણું, truth.
સંતાડવું, to conceal, to hide.
સંતોષી, content.
સદ્ગુણ, attributes.
સંપ, harmony.
સંપ સંપીને રહેવું, to live in harmony.
સબુર રાખવી, to wait for.
સમજણ, knowledge, intelligence.
સમજુક (નામ), an intelligent man.
સમાચાર, news, tidings.
સરત, a condition, attention.
સર્વે, everywhere.
સહુથી સારૂં, the best thing.
સળગેલું, on fire.
સહી સલામત, safe.
સાંકડું, narrow.
સાંકળ, a chain.
સાકાર પદાર્થો, material bodies.
સાક્ષી, proof, evidence.
સાચવવું, to watch, to mind.
સાજું, healthy, free from defect.
સાંઠો, a stalk.
સાબરી, a stag.
સાંભળવાને ટાંપી રહેવું, to listen attentively.
સાંભળવું, to hear.
સાંભળી લેવું, to listen to.

સામાન, baggage.
સામું, on the contrary.
સારૂં માઠું. good and evil.
સારૂં સારૂં, first-rate, the best.
સાંસા, want, privation.
સાહેબ લોક, Europeans.
સિવાય, besides, in addition to.
સિંહ, a lion.
સીધું, provisions.
સુખ કરવું, to be agreeable.
સુખેથી, contented.
સુમાર, an estimate, reckoning.
સુરવાલ, trowsers, pantaloons.
સુવાળું, smooth, soft.
સુકાઈ જવું, to dry up.
સૂતર, thread.
સૃષ્ટિ, creation, the universe.
સેકઠો, "sekatho."
સૌજન, everybody.
સરજવું, to create.
સ્વાદ લાગવું, to have a pleasant taste.
સ્વાદે જમવું, to enjoy one's dinner.

હંકારવું, to steer, to manage [to sail.
હડપચી, the chin.
હબશી, an Abyssinian.
હલકું ગણવું, to despise.
હલાવવું, to move, to wave, to stir.
હલેસાં મારવાં, to row.
હલેસું, an oar.
હવાલે કરવું, to hand over to.
હસવું, to laugh at, to laugh to scorn.
હા, yes, just so, quite true.
હાણ, loss, evil.
હાથ ઉઠાવવો, to renounce one's claim.
હાથેવતી મસળવું, to rub with the hands.
હાલત, condition.
હાંલ્લું, an earthen vessel.
હાલચાલ, motion.
હાલ્યાચાલ્યા વિના સ્થિર, at rest, without motion.
હીર, silk.
હું તો મારે જઇશ, I shall go.
હેઠે ઉતારી નાંખવું, to take off.
હોજ, a reservoir.
હોવું, to exist.

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.